# મેવાડનો સિંહ



સંપાદકો
જયંતિલાલ મહેતા • ઈંદુજિત મોગલ






ઉત્તમ પુસ્તકો વાંચવાની પ્રેરણા જરૂર મળશે. ૧૦ થી ૧૨ વર્ષનાં બાળકો સ્વતંત્રપણે વાંચી શકે એવી સરળ ભાષાની કૃતિઓ આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે.

આજ શ્રેણીનું બીજું ઉત્તમ પુસ્તક "શૂરવીર શિવાજી" તમે વાંચ્યું ?



ગાંધીજી અને મહાદેવભાઈ

[જુઓ પાનું ૧૦૯

# મેવાડનો સિંહ

## અને

# બીજી વાતો

— સંપાદકો —

**જયંતિલાલ ઉત્તમરામ મહેતા**
બી. એ., બી. ટી.

**ઇન્દ્રજિત ગંગાદાસ મોગલ**

*

કાકા કાલેલકર, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી ધૂમકેતુ, શ્રી રમણલાલ દેસાઈ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ગીજુભાઈ, શ્રી નાનાભાઈ ભટ, શ્રી હરભાઈ ત્રિવેદી, શ્રી નગીનદાસ પારેખ, શ્રી કીકુભાઈ દેસાઈ, શ્રી ગોપાળદાસ પટેલ, શ્રી શંકરપ્રસાદ શુકલ, શ્રી પુષ્પાબહેન વકીલ, કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની ઉત્તમ કૃતિઓનો સંગ્રહ

*

શ્રી કલાબ્ધિનાં ૨૮ ચિત્રો તથા એક આર્ટ પ્લેટ સાથે


: સોલ એજન્ટ :

**એન. એમ. ઠક્કરની કંપની**

બૂકસેલર્સ : પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨.

# : અનુક્રમણિકા :

જે જે લેખકોએ પોતાની કૃતિ આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવાની અમને પરવાનગી આપી અમારા કાર્યને પ્રોત્સાહન આપ્યું તે સર્વના અમો અત્યંત ઋણી છીએ.

– સંપાદકો –



# કિશોર સંસ્કાર ગ્રંથાવલિ

## – પુસ્તક છઠ્ઠું –



### ૧. સાચી ભેટ

ગુરુ ગોવિંદસિંહ શૂરવીર શીખોના ગુરુ હતા. યમુના નદીના કાંઠાના પ્રદેશમાં એ પર્ણકુટી બાંધીને રહ્યા હતા. બંને કાંઠે પર્વતોની હારમાળા હતી, અને એ પર્વતો લીલાં લીલાં વૃક્ષોથી છવાયેલા હતા. જ્યાં નજર પડે ત્યાં સુંદર વૃક્ષો જોતાં આંખો ધરાતી જ નહોતી. આવાં વૃક્ષોની ઘટામાં ગોવિંદસિંહની પર્ણકુટી હતી.

રોજ એક મોટા વૃક્ષની હેઠળ ગુરુદેવ બેસતા. શિષ્યો તેમને વીંટી વળતા. ગુરુ ધર્મગ્રંથ વાંચે અને શિષ્યોને સમજાવે. ગોવિંદસિંહને ઘણા શિષ્યો હતા; કોઈ ગરીબ તો કોઈ તવંગર, અને કોઈ કોઈ તો રાજા પણ હતા. રઘુનાથ રાજા એમાંના એક હતા. શિષ્યોને ગુરુ પર ખૂબ પ્રેમ હતો અને આથી તેઓ અવારનવાર તેમને માટે ભેટ લાવતા. એક દિવસ એક ગરીબ શીખ ગુરુને ભેટ આપવા એક ફળ લાવ્યો, પણ ગુરુની સામે પડેલી કીમતી ભેટો જોઈને

તેનું મન ડગી ગયું. તેણે ફળને બે હાથમાં ઢાંકી દીધું. ગુરુની ચકોર આંખથી એ છૂપું રહ્યું નહિ.

થોડી વાર પછી પ્રેમથી ગુરુદેવ બોલ્યા, 'આજે તો હું અદ્‌ભુત ભેટની આશા રાખતો હતો, પણ તે તો આવી જ નહિ.' બધા આ સાંભળી વિચારમાં પડ્યા. આટઆટલી કીમતી ચીજો ગુરુને ચરણે પડી છે પણ ગુરુને મન એ વિસાતમાં નથી! એવી તે કઈ કીમતી વસ્તુ ગુરુને જોઈતી હશે? ગરીબ શીખ તો બિચારો આ સાંભળી વધારે શરમાયો. ગુરુદેવે આંખો મીંચી દીધી અને થોડી વાર પછી ઉઘાડી. બધા આતુર નેત્રે તેમના મોં તરફ જોઈ રહ્યા.

ગુરુદેવે ગરીબ શીખ તરફ આંખો ફેરવી અને તેને કહ્યું: 'વાહ ભાઈ! તું મારે માટે જોઈતી ભેટ લાવ્યો છું ને છતાં આપતો નથી.' બિચારો ગરીબ શીખ! તેની આંખોમાંથી અશ્રુ ઝરવા લાગ્યાં. હવે શું કરવું તેનો તે વિચાર કરતો હતો ત્યાં ગુરુદેવે પોતાનો પ્રેમાળ હાથ લંબાવ્યો અને ફળ માગ્યું. બધા આશ્ચર્યથી ગરીબ શીખ તરફ જોઈ રહ્યા. ગરીબ શીખે ધીમે રહીને ગુરુના હાથમાં ફળ મૂકી દીધું. ફળને જોઈને બધા સ્તબ્ધ થઈ ગયા! મનમાં વિચાર કરવા લાગ્યા, 'આ અમૂલ્ય ભેટ!' ત્યાં તો ગુરુ બોલ્યા: 'ભાઈ, તારાં આંસુ લૂછી નાંખ. તું ઊંચું જો. આ તારી ભેટના કણેકણમાં તારો સાચો પ્રેમ છે.' ગરીબ શીખના હરખનો પાર રહ્યો નહિ. તે ગુરુને ચરણે ઢળી પડ્યો. ક્યાં સુધી તેની આંખો આનંદનાં આંસુથી છલકાતી રહી.

ઉપદેશ પૂરો થતાં, સભા વીખરાઈ. રાજા રઘુનાથ થોડા શિષ્યોની સાથે ટોળ કરવા લાગ્યા, "જોઈ કે અદ્‌ભુત ભેટ! બિચારો ગરીબ શિષ્ય! ગુરુએ લાજ રાખી! બે ચાર દયાના શબ્દો કહ્યા." પાસે ઊભેલા શિષ્યોએ ડોકું ધુણાવી તેમને ટેકો આપ્યો.

થોડા દિવસો વીતી ગયા. રાજા રઘુનાથ હાથમાં ચળકતાં બે કંકણો લઈને આવ્યા. સોનાનાં કંકણો અને અંદર પ્રકાશથી ઝગઝગતા જડેલા હીરા ! કંકણની શોભાનો પાર નથી. રઘુનાથે બધા શિષ્યોને કંકણો બતાવ્યાં અને કહ્યું : 'ગુરુદેવને માટે આ કીમતી ભેટ લાવ્યો છું. પેલે દિવસે પેલો ગરીબ શીખ કેવી તુચ્છ ભેટ લાવ્યો હતો ! આજે આ કીમતી ભેટ ગુરુને ચરણે ધરીશ.' રઘુનાથના મિત્રોને લાગ્યું કે ગુરુદેવના આનંદનો પાર નહિ રહે. આથી તે વધારે કીમતી અદ્‌ભુત ભેટ ક્યાંથી મળવાની હતી ?

ગુરુદેવ ધર્મગ્રંથ વાંચી રહ્યા હતા. રઘુનાથ ત્યાં ગયા અને તેમને ચરણે પડ્યા. તેઓ બોલ્યા : 'ગુરુદેવ, આપનો દીન સેવક આપને માટે ભેટ લાવ્યો છે.'

ગુરુદેવે હાથ લંબાવી રાજાના શિર પર મૂક્યો અને આશીર્વાદ આપ્યા. રઘુનાથે બે કંકણો ગુરુના ચરણ પાસે મૂક્યાં. ગુરુદેવે એને હાથમાં લીધાં અને જરા હસ્યા. પછી આંગળીમાં પરોવીને આમતેમ ફેરવવા લાગ્યા.

આકાશમાં ઊંચે ચડતા સૂર્યનાં કિરણોમાં કંકણ ઝળહળ ઝળહળ થઈ રહ્યાં. એ જોઈને રઘુનાથનો આનંદ માયો નહિ. મનમાં વિચાર કર્યો : 'ગુરુદેવ કંકણની શોભા જોઈ રહ્યા છે.' થોડી વાર ફેરવીને કંકણોને ગુરુદેવે નીચે એક પથ્થર પર મૂક્યાં, અને મોં મલકાવીને તેના તરફ જોયું. તરત પુસ્તકમાં તેમણે પોતાની આંખો પરોવી દીધી અને વાંચવામાં મશગૂલ બની ગયા. પાસે રઘુનાથ રાજા બેઠા. તેનું પણ જાણે તેમને ધ્યાન ન રહ્યું.

એકાએક એક કંકણ પથ્થર પરથી સરીને યમુના નદીના પાણીમાં પડી ગયું. રઘુનાથ રાજાની આંખો ફાટી ગઈ. અરે ! અરે !

કરતાં તેઓ ઊભા થયા અને પાણીમાં ડૂબકી મારી મારીને કંકણ શોધવા લાગ્યા. ગુરુદેવ તો પ્રભુના ધ્યાનમાં એવા લીન થઈ ગયા હતા કે તેમનું મોં ઊંચું જ થયું નહિ.

પાણીમાં ખૂબ ડૂબકી મારીને રઘુનાથે કંકણ શોધ્યું પણ તે મળ્યું નહિ. હમણાં મળશે કરીને ફરી ડૂબકી મારે પણ હાથમાં રેતી ને કાંકરા સિવાય કશું આવે જ નહિ. પાણીની બહાર માથું આવે ત્યારે કાંઠાના પથ્થર પર રહેલું એક કંકણ અને કોઈવાર પુસ્તકમાં લીન થઈ ગયેલા અને કોઈવાર પોતા તરફ જોતા ગુરુદેવ જણાય. ગુરુદેવને શું કહીશ એવી ભારે મૂંઝવણ રઘુનાથને થઈ, પણ છેવટ થાકીને તે બહાર આવ્યા. તેનાં કપડાં પાણીથી નીતરી રહ્યાં હતાં. હાથ જોડી તેમણે ગુરુદેવને કહ્યું: 'ગુરુદેવ, કંકણ ક્યાં પડ્યું છે તે આપ કહો તો શોધી કાઢું. બહુ મહેનત કરી પણ મળ્યું નહિ.'



ગુરુદેવે કંકણ પાણીમાં ફેંક્યું !

ગુરુદેવ હસ્યા અને બોલ્યા : 'જોજે, જગા બતાવું છું. નિગાહ રાખજે.' ગુરુદેવે હાથમાં બીજું કંકણ લીધું અને યમુનાના પાણીમાં એક જગાએ ઘા કરતાં ફેંક્યું. તે જગા બતાવતાં ગુરુ બોલ્યા: 'ત્યાં જ પેલું પહેલું અભિમાની કંકણ પડ્યું છે.'

રાજા રઘુનાથે આશ્ચર્યથી ગુરુ સામે જોયું. તેઓ તો હસતા હતા. તરત રઘુનાથને જે દિવસે ગરીબ શીખે ફળ આપ્યું હતું તે દિવસ યાદ આવ્યો. તે દિવસે ગુરુદેવે ગરીબ શિષ્યને કહ્યું હતું: 'ભાઈ, તારી આ ભેટના કણેકણમાં તારો સાચો પ્રેમ છે.' આની સાથે જ પોતે બધા શિષ્યોને કંકણ બતાવીને જે શબ્દો કહ્યા હતા તે યાદ આવ્યા: 'ભાઈઓ, ગુરુદેવને માટે આ કીમતી અદ્દભુત ભેટ લાવ્યો છું.' કેવું અભિમાન!

શરમથી રાજા રઘુનાથનું મોં નીચું નમી ગયું. તે ગુરુદેવને ચરણે પડ્યા. મોં મલકાવીને ગુરુદેવે તેમને આશીર્વાદ આપ્યા.

[ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની એક કવિતાના આધારે. ]

## — સ્વાધ્યાય —

૧. ગરીબ શિષ્ય પોતાની ભેટ ગુરુને આપતાં શા માટે ખંચકાતો હતો? ગુરુને તે શી રીતે ભેટ આપી શક્યો?
૨. રાજા રઘુનાથે સભાને અંતે થોડા શિષ્યોને શા માટે ઊભા રાખ્યા? તેમના કયા શબ્દો તે અભિમાની હતા એમ બતાવે છે?
૩. રાજા રઘુનાથ ગુરુ માટે કંકણની ભેટ શા માટે લાવ્યા? ગુરુદેવે કંકણ હાથમાં લઈ શું કર્યું?
૪. રાજા રઘુનાથ પાણીમાં શા માટે કૂદી પડ્યા? છેવટ થાકીને તેમણે શું કર્યું? ગુરુદેવે બીજું કંકણ પાણીમાં શા માટે ફેંકી દીધું?
૫. ફળ અને કંકણ એ બેમાંથી સાચી ભેટ કઈ? શા માટે એને સાચી ભેટ કહો છો?



## ૨. સોનાનો થાળ

એક જન્મમાં બોધિસત્ત્વ ફેરિયાનું કામ કરતા હતા. ગામમાં શેરીએ શેરીએ રખડીને ત્રાંબાપિત્તળનાં વાસણોની ફેરી કરતા, અને જરૂર પડ્યે ભંગાર પણ લેતા. તે જ ગામમાં તેમના જેવો એક બીજો ફેરિયો પણ રહેતો. પરંતુ તે બહુ લોભી અને લુચ્ચો હતો.

એક વખત આ બંને જણા બીજી કોઈ શેરીમાં ફેરી કરવા માટે નીકળેલા, ત્યાં એકઠા થઈ ગયા. બોધિસત્ત્વે પેલા વેપારીને કહ્યું: 'ભાઈ! આપણે બંને એક જ પ્રકારનો ધંધો કરીએ છીએ. જો આપણે એક જ શેરીમાં સાથે ફર્યા કરીએ તો બંનેનો વેપાર ચાલે નહિ. માટે હંમેશને માટે આપણે શેરીઓ વહેંચી લઈએ અને દરેક પોતપોતાની શેરીમાં ફરે તેમ કરીએ.'

'ભલે,' લોભિયાએ કહ્યું, 'પરંતુ બીજે દિવસે પાછી શેરીઓની અદલાબદલી કરી શકાય તે શરત કબૂલ છે?'

'ભલે, મારે કબૂલ છે, પરંતુ એક દિવસે એક જ શેરીમાં એક સાથે ન ફરવું તે તો કબૂલ છે ને?'

'હા, કબૂલ.'

આવી શરત કરી બંને વેપારીઓ શહેરના જુદા જુદા લત્તામાં ફરવા લાગ્યા. હમેશાં સાંજે લત્તાઓ વહેંચી લે, અને બીજે દિવસે તે પ્રમાણે ફરે.

આ શહેરમાં એક વણિક કુટુંબ રહેતું હતું. પહેલાં તો તે કુટુંબ ખૂબ ધનાઢ્ય હતું. પરંતુ દૈવવશાત્ વેપારમાં ખોટ આવવાથી તે ગરીબ બની ગયું હતું. પછી તો બહુ જ થોડા વખતમાં કુટુંબનો મુખી મરણ પામ્યો. નસીબજોગે કુટુંબમાંથી એક પછી એક માણસ મરવા લાગ્યું અને ઘરમાંથી હતું તેટલું ધન પણ ચવાઈ ગયું. છેવટે એક વૃદ્ધ ડોશી અને એક દીકરી એમ બે જણાં માત્ર

રહ્યાં. ઘરમાં જે કાંઈ ઠામઠીકરું પડેલું તે વેચી વેચીને આ બંને પોતાનું ગુજરાન ચલાવતાં, અને કુટુંબની રહી સહી આબરૂને સાચવી રાખતાં.

આ કુટુંબનો જે મુખી હતો અને જે એક મોટો વેપારી હતો તેને હમેશાં સોનાનાં વાસણોમાં જમવાની ટેવ હતી. કુટુંબ ગરીબ થઈ ગયા પછી તેણે ધીમે ધીમે આમાંના ઘણાં વાસણો તો વેચી નાંખેલાં, અને તેના મૃત્યુ પછી તો જે કંઈ બાકી રહેલું તે પોતાના નિભાવ માટે આ વૃદ્ધ ડોશીએ વેચી નાંખેલું. પરંતુ ઘર મોટું અને વેપારીની સાહેબી પણ ભારે, એટલે આ ભર્યાભાદર્યા ઘરમાંથી એમ કંઈ વસ્તુઓ ખૂટી પડે! આખા ઘરનાં વાસણો એક મોટા ઓરડામાં એકઠાં કરેલાં; જ્યારે જરૂર પડે ત્યારે તેમાંથી એકાદ બે કાઢીને વેચે અને પોતાનું ગુજરાન ચલાવે. આ વાસણોના ઢગલાની અંદર સોનાનો એક મોટો થાળ રહી ગયેલો. ડોશીમાને એની ખબર નહિ રહેલી અને બીજાં ત્રાંબાપિત્તળનાં વાસણો સાથે તે પણ પડ્યો રહેલો. લાંબે દિવસે તેના ઉપર ખૂબ ધૂળ ચડી ગયેલી, અને તે સોનાનો છે તેવી ખબરે ન પડે તેવો તેનો દેખાવ બની ગયેલો.

એક દિવસ પેલો લોભી ફેરિયો એ શેરીમાં ફેરી માટે નીકળ્યો. ત્રાંબાપિત્તળનાં જુદા જુદા મજાના ઘાટનાં વાસણો દેખીને પેલી છોકરીનું મન એકાદ નવું વાસણ લેવાનું થયું. ફેરિયાને પોતાની શેરીમાં ફરતો જોઈને તે તુરત જ પોતાની દાદીમા પાસે ગઈ અને કહ્યું: ‘ મને એક નવો ઘાટીલો કળશો અપાવોને, મા ?’

‘ પણ બહેન ! આપણી પાસે એટલા પૈસા ક્યાં છે ? આપણે તો હવે ગરીબ માણસ કહેવાઈએ, તેથી જૂના કળશા વાપરીએ અને મજા કરીએ. ’

'પણ મા! આપણે એક મોટું જૂનું ઠામ આપીએ તો બદલામાં આ એક નવો નાનો કળશો ન આપે?'

'ન પણ આપે.'

'હું બોલાવીને પૂછી જોઉં?'

'પૂછી જો; પણ મને લાગે છે કે તે આપશે નહિ.'

છોકરી દોડતી દોડતી ખડકી બહાર ગઈ અને પેલા ફેરિયાને બોલાવી લાવી. ફેરિયો અંદર આવ્યો અને પોતાનાં વાસણોનો ટોપલો નીચે ઉતારીને બેઠો. તેના મનમાં તો એમ કે આવું મોટું આલેશાન મકાન છે તેથી પોતાનો ઘણો માલ ખપશે. પણ તેને ક્યાંથી ખબર કે આ તો બિચારાં ગરીબનાં પણ ગરીબ હતાં! ફેરિયાને એક પછી એક વાસણનો ઢગલો કરતો જોઈ ડોશીમા બોલ્યાં, 'ભાઈ! મારે એટલાં બધાં વાસણો જોઈતાં જ નથી. આ દીકરીએ વેન લીધું છે એટલે એક નાનોશો કળશો જોઈએ છે; તે યે રોકડા પૈસાથી નહિ.'

'ત્યારે?'

'તેના બદલામાં તને એક મોટું જૂનું ઠામ આપીએ. તારી મરજી હોય તો આપ, ભાઈ! આ દીકરીને જોઈએ છે. અમે ગરીબ માણસ છીએ; આપીશ તો પાડ થશે.'

'લાવો જોઈએ; ઠામ જોયા પછી કહું.'

ડોશીમા દીકરી તરફ ફર્યાં અને કહ્યું: 'જા બેટા, પેલા ભંગારના ઓરડામાંથી થાળ બાળ જેવું કંઈક લઈ આવ જોઈએ.'

દીકરી તો દોડતી ગઈ અને ઓરડામાં જાતજાતનાં ઠામનો મોટો ઢગલો પડ્યો હતો, તેમાંથી પેલો સોનાનો થાળ ઉપાડીને લઈ આવી. ડોશીમાએ તે પેલા વેપારીના હાથમાં મૂક્યો અને જવાબની વાટ જોતાં બેઠાં.

થાળ હાથમાં આવતાં વેંત પેલા ફેરિયાને વહેમ ગયો કે રખેને સોનાનો હોય! તેણે તો ઝટપટ ઉપરથી ધૂળ ખંખેરી કાઢી અને પાશેરિયો હાથમાં લઈ તેના ઉપર મોટો લીંટો કાઢ્યો. થાળ સોનાનો જ હતો તેની તેને ખાતરી થઈ. આ ડોશી કે છોકરી તે જાણતાં નહોતાં એ પણ તેને સમજાયું. બહુ જ થોડા બદલામાં તે પડાવી લેવાની તેની દાનત થઈ, એટલે તેણે ડોશીમાને પૂછયું: 'શું લેવું છે આ ભંગારનું? આ તો સાવ જૂનો અને કટાઈ ગયેલો છે.'

'મારે બીજું કંઈ નથી જોઈતું, ભાઈ! એ થાળ તું ઘેર લઈ જા અને તેના બદલામાં આ એક કળશો આપી જા.'

ગુસ્સે થયો હોય એવો ડોળ કરી હાથમાંથી થાળ નીચે પછાડી ફેરિયો મોટેથી બોલ્યો: 'અરે કળશો શું, એક નાની ટબૂડી પણ નહિ આવે! આ તો ચાર આનાનો પણ માલ નથી. કહો તો ચાર આના રોકડા આપું.'

'ના રે ભાઈ, મારે તે ચાર આને નથી વેચવો. મારે તો તેના બદલામાં કળશો જોઈએ છે. આપવો હોય તો આપ, નહિતર કંઈ નહિ.'

પેલા લોભિયાને મનમાં થયું કે આમ આજે આ ડોશી નહિ માને; અને થાળમાં કંઈ માલ નથી તેમ આજે તેના મન ઉપર ઠસાવું તો બે દિવસ પછી તે જરૂર સસ્તામાં આપી દેશે. આમ વિચારી તેણે ફરીથી થાળને આમતેમ ફેરવીને તપાસી જોયો ને અંતે મોઢું બગાડી બોલ્યો: 'ડોશીમા! આ તો સાવ ગયેલું ઠામ છે; હવે તેમાં બહુ લોભ ન કરો. કહો તો આ નાની ટબૂડી બદલામાં આપું.'

પણ ડોશીમા એકનાં બે ન થયાં. પેલાએ જાણી જોઈને વધારે ગુસ્સો બતાવ્યો અને થાળને પછાડીને બેદરકારીથી તે ખડકી બહાર નીકળી ગયો.

બીજે દિવસે શરત પ્રમાણે બોધિસત્ત્વ એ શેરીમાં ઠામ-વાસણની ફેરી કરવા નીકળ્યા. પેલી છોકરીએ બીજે દિવસે પણ ફેરિયાને જોયો, તેથી ફરીથી તેની મરજી નવો કળશો લેવાની થઈ. દોડતી દોડતી તે મા પાસે ગઈ અને ફેરિયાને બોલાવી લાવવાનું પૂછવા લાગી.

'પણ બહેન, બેટા! ગઈ કાલે જ એણે તો ના કહી હતી ને વળી આજે શું માનવાનો છે? હવે જવા દે એ વાત. વળી......'

'પણ મા! આ કાલવાળો ફેરિયો નથી. આ તો કોઈ બીજો છે.'

'એમ? તો એને પણ બોલાવીને પૂછી જો. એ પણ એનો ભાઈ જ હશે તો!'

છોકરીને તો નવો કળશો લેવાની હોંશ હતી તેથી તે દોડતી દોડતી ઘર બહાર ગઈ, અને પોતાની મા બોલાવે છે તેમ કહીને ફેરિયાને અંદર લઈ આવી.

બોધિસત્ત્વ પણ એક પછી એક ઠામનો ઢગલો કરવા લાગ્યા. તેમના મનમાં પણ આશા હતી કે અહીં માલ ઠીક વેચાશે પણ ત્યાં ડોશીમા બોલ્યાં: 'ભાઈ! મારે આટલાં બધાં ઠામ નથી જોઈતાં. મારે તો એક નવો કળશો જોઈએ છે, તે આ જૂના થાળના બદલામાં આપી શકતો હોય તો આપ. આ તો મારી દીકરીએ વેન લીધું છે. બાકી મારી પાસે તો નવાં વાસણો ખરીદવાના પૈસા છે જ નહિ.'

આટલું કહીને તેણે છોકરીને થાળ લાવવાનું કહ્યું. દોડતી જઈને છોકરી થાળ લઈ આવી. ડોશીમાએ તે ફેરિયાના હાથમાં મૂકયો. થાળ ઉપર નજર પડવાની સાથે જ બોધિસત્ત્વ કળી ગયા

કે થાળ સોનાનો છે. તેમને થયું: 'કહો ન કહો, પણ આ કોઈ ગરીબ થઈ ગયેલું ધનાઢ્ય કુટુંબ લાગે છે. આજે તેમને ભાન નથી કે



આ થાળ તો ભારે કીમતી છે.' થાળને તેમણે ચારેકોરથી તપાસી લીધો અને તે સોનાનો છે તેની ખાતરી થતાં તેમણે ડોશીમાને કહ્યું: 'માતા! આ થાળ તો સોનાનો છે, અને તેની કિંમત લગભગ એક હજાર રૂપિયા થવા જાય તેમ છે. મારી પાસે તો એટલા બધા પૈસા છે પણ નહિ.'

ડોશીમા તો સાંભળીને દિગમૂઢ બની ગયાં! તેને થયું કે આ ફેરિયો કદાચ પોતાની મશ્કરી કરતો હશે. તેણે કહ્યું: 'પણ ભાઈ! ગઈ કાલે એક તારા જેવો કોઈ આવ્યો હતો. એ તો કહેતો

હતો કે આની કિંમત ચાર આના જેટલી પણ નથી! તેણે ચાર આના પણ આપ્યા નહિ અને થાળ ફગાવીને ચાલ્યો ગયો!'

'એમ કે?' બોધિસત્ત્વે કહ્યું: 'પણ માજી! આ થાળ સોનાનો છે અને તેની કિંમત ખરેખર હજાર રૂપિયા જેટલી છે.'

'ભાઈ!' ડોશીમાએ કહ્યું, 'થાળ તો કંઈ સોનાનો નહોતો, પરંતુ તારા જેવા ભલા માણસનાં પગલાંથી તે સોનાનો થઈ ગયે હશે! ભલે તે સોનાનો હોય, મારે તેનું કંઈ નથી. મને તો આ વાસણોમાંથી તને ઠીક લાગે તે એક કળશો આપ અને આ થાળ લઈ જા; મારે તેની જરૂર નથી. મારે તો છોકરીને રાજી કરવી છે.'

પણ બોધિસત્ત્વ તેમ કરે તેવા ન હતા. તેમણે કહ્યું: 'મારી પાસે પાંચસો રૂપિયા રોકડા છે અને આ બસો જેટલાનાં વાસણો છે. તે બધું જો તમે રાખી લો તો જ આ થાળ હું લઈ જાઉં.'

'ના ભાઈ! મારે એટલું બધું નથી જોઈતું.'

'પણ તમારે લેવું જ પડશે.' એમ કહીને બોધિસત્ત્વે પાંચસો રૂપિયા અને બધાં વાસણોનો ઢગલો કર્યો. ઘણી આનાકાની પછી ડોશી-માએ તે સ્વીકાર્યું અને આખરે તેમાંથી દસ રૂપિયા રોકડા તથા પોતા-નાં ત્રાંજવાં તોલાં લઈ બાકીનું બધું ત્યાં મૂકી બોધિસત્ત્વ ચાલ્યા ગયા.

બીજે દિવસે પેલા લોભિયા ફેરિયાથી રહેવાયું નહિ; તેથી શરતનો ભંગ કરીને પણ સાંજના વખતે તે શેરીમાં પાછો આવ્યો અને કહ્યું: 'લાવો પેલી થાળી! તેમાં માલ તો નથી, પણ તમારી છોકરીની દયા આવે છે તે લો આ કળશો.'

'લુચ્ચા, લોભી!' ડોશીમા તડૂક્યાં. 'મને છેતરી જવા ધારતો હતો? એ થાળ તો સોનાનો હતો. બિચારો પેલો ફેરિયો આવ્યો ત્યારે જ મેં તો જાણ્યું. ચાલ્યો જા અહીંથી. એ થાળના તો મને હજાર રૂપિયા ઊપજ્યા!'

ડોશીમાએ બધી હકીકત આ લોભી ફેરિયાને કહી દીધી, અને તેની લુચ્ચાઈ માટે ખૂબ ઠપકો આપી તેને હાંકી કાઢ્યો.

લોભી ફેરિયો મનમાં પામી ગયો કે નક્કી આ કામ બીજા ફેરિયાનું જ. હાથમાં આવેલું ધન આમ એકાએક ચાલ્યું ગયેલું જોઈને તે ગાંડા જેવો થઈ ગયો. તેના મનમાં બોધિસત્ત્વ ઉપર વેર લેવાના વિચારો ઘોળાવા લાગ્યા, અને પોતાનાં બધાં ઠામ ડોશીમાના ઘર પાસે ફેંકી દઈ એક ગાંડાની માફક તે બોધિસત્ત્વ પાછળ દોડ્યો. બોધિસત્ત્વને આ લોભી ફેરિયાના સ્વભાવની અને તેની વૈરવૃત્તિની ખબર હતી, તેથી એ તો સોનાનો થાળ લઈને પોતાના ગામ તરફ ચાલી ગયા હતા. લોભી ફેરિયાએ બોધિસત્ત્વની શોધમાં આખું ગામ ઢૂંઢ્યું, પણ ક્યાંયે પત્તો ખાધો નહિ, તેથી તે બહુ નિરાશ થયો અને મન ઉપરનો કાબૂ વધારે ખોઈ બેઠો. ગામની શેરીએ શેરીએ અને ચૌટે ચૌટે તે ગાંડાની માફક રખડવા લાગ્યો. ન રહ્યું તેને ભાન ખાવાપીવાનું કે ન રહ્યું પહેરવાઓઢવાનું. ગામના લોકો તેને ગાંડો ગણીને તેની દયા ખાવા લાગ્યા. તેને ખવરાવે પીવરાવે, પહેરાવે ઓઢાડે; પણ ફોગટ! તેના દિવસો ભરાઈ ચૂક્યા હતા. ગાંડપણમાં ને ગાંડપણમાં જ માથાં પછાડી ઝૂરીઝૂરીને તે મરણ પામ્યો.

— હરભાઈ ત્રિવેદી

## —સ્વાધ્યાય—

૧. ગરીબ બની ગયેલું વણિક કુટુંબ પોતાનો નિભાવ કેવી રીતે કરતું હતું?
૨. લોભી ફેરિયાએ સોનાનો થાળ પડાવી લેવા શી શી યુક્તિઓ અજમાવી?
૩. લોભી ફેરિયો સોનાનો થાળ પડાવી લેવાની મેલી ઇચ્છા પૂરી ન કરી શક્યો એનું શું કારણ?
૪. બીજો ફેરિયો પ્રામાણિક હતો એમ બતાવતા પ્રસંગનું વર્ણન કરો.



## ૩. સપૂત

બહુ જૂની વાત છે, પણ ખરી બનેલી વાત છે. એ જમાનામાં જિંદગીમાં સાહસો અને જોખમો ડગલે ને પગલે ખેડવાનાં હતાં. માણસોમાં પણ શક્તિ અને જોખમ ખેડવાની સાહસવૃત્તિનો તોટો ન હતો. લોકો ગરીબ હતા પણ તેમનામાં જાતમહેનત કરવાની તાકાત ઘણી હતી.

ઈ. સ. ૧૭૯૮ની સાલની આ વાત છે! એ વખતે ફ્રાંસમાં હજુ અંધાધૂંધી ચાલતી હતી ને આગેવાનો ને મોટા લોકો બીજી પ્રજાઓ સાથે લડવામાં ગૂંથાયેલા હતા. ગામડાંની ગરીબ પ્રજાનો કોઈ બેલી ન હતો. તેમનાં દુઃખો તેઓ જાતે જ સહેતાં હતાં.

અલાસિયા એ પથ્થરની કરાડ પર વસેલું એક નાનું ગામડું છે. ત્યાં કોઈ પ્રકારનો પાક થતો નહોતો. લોકો કેવળ દરિયો ખેડીને જીવતા હતા, અને તે પણ પૂરતાં સાધન વગર.

એક મોટે મળસ્કે અલાસિયાના માછીઓએ પોતાના ગુજરાનના સાધનની શોધમાં હોડીઓ દરિયે મૂકી. તેમાં જિરાલ્ડો કરીને એક વૃદ્ધ માછી પણ હતો. તેને એક દીકરો અને એક દીકરી હતાં. તેની સ્ત્રી અને દીકરીની બધી સંભાળ તેના દીકરા જેકાપોને માથે હતી.

હોડીઓ દેખાઈ ત્યાં સુધી આ વિખૂટા પડેલા જીવોએ આંખો ખેંચી ખેંચીને કાંઠે રહી જોયા કર્યું.

ભરદરિયે હોડી હડસેલ્યા પછી તે કોણ જાણે ક્યારે પાછી ફરશે તેની, અરે પાછી ફરશે કે નહિ તેની પણ, કોને ખાતરી? હોડી દેખાતી બંધ થઈ એટલે કાંઠા પરનાં બધાં કુટુંબી જનો ભારે હૈયે ને ઉદાસ ચહેરે ઘર તરફ વળ્યાં.

દિવસ વીત્યા, મહિનાઓ ગયા. જેકાપો કાંઠા પરથી માછલાં પકડવામાં, લાકડાં લાવીને ચીરવામાં, તથા પાણી ખેંચી લાવવામાં તેની માતાને મદદ કરતો હતો અને એ રીતે વખત વિતાવતો હતો. ફુરસદ મળતી ત્યારે પોતાની બાળપણની સંગાથી મેરાયા પાસે જતો. તેની સાથે બેસતો, વાતો કરતો અને નિર્દોષ આનંદ મેળવતો. ધીમે ધીમે જેકાપો અને મેરાયાને એકબીજા પર પ્રેમ થયો. અને ઘરડેરાંને તેની ખબર પણ થઈ. સૌને આ બંનેનું વર્તન ગમતું હતું. મેરાયા જેવી સુંદર અને સુશીલ હતી તેવો જ જેકાપો બહાદુર અને સદાચારી હતો.

એક દિવસ મેરાયાના આંગણામાં બંને જણ બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. ત્યાં એક બાળકે દોડતાં આવીને ખબર આપી. "હોડીઓ આવી!" એ સાંભળી નાનાંમોટાં સૌ હર્ષઘેલાં બની કિનારા તરફ દોડ્યાં. પોતાના પિતા જિરાલ્ડોને મળવા જેકાપો દોડ્યો. સાથે મેરાયા પણ ગઈ.

પોતપોતાનાં સ્વજનને દૂરથી ઓળખી સૌ ચોમેર આનંદનો પોકાર કરવા લાગ્યા. માત્ર જેકાપો ને મેરાયા તાકીતાકીને જોતાં જ રહ્યાં. તેમની વાચા જાણે બંધ થઈ ગઈ હતી! જિરાલ્ડોની હોડી આ કાફલામાં નજરે પડતી નહોતી.

હોડીઓ કાંઠે ખેંચાઈ, તેમાંથી માછીઓ ઊતર્યા પણ આવનારમાંથી કોઈ જેકાપો પાસે જવા હિંમત કરે નહિ. મળવા આવેલાં પણ જરા ઉદાસ થઈ ગયાં, કારણ કે આવનાર કોઈ માછીના મુખ પર આનંદ જણાતો નહોતો.

છેવટે જેકાપોએ એક વૃદ્ધને પૂછ્યું : 'મારા બાપુ ક્યાં?'

'ક્યાં?........હું કેમ કહી શકું?' વૃદ્ધે જવાબ આપ્યો.

'શું તે ગુજરી........?' જેકાપોએ પૂછ્યું. પણ તે વાક્ય પૂરું કરે તે પહેલાં વૃદ્ધે નકારમાં જવાબ આપ્યો ને અંતે કાળજું

કઠણ કરી તેણે ખુલાસો કર્યો : ‘ અમે બધા પોતપોતાના કામમાં ગૂંથાયા હતા તેવામાં અચાનક બાજની પેઠે ચાંચિયાનું વહાણ આવી પડ્યું. અમે નાઠા પણ — પણ — જિરાલ્ડો મોડો પડ્યો. ’

‘ કયા ચાંચિયા ? ’

‘ બરબરીના. ’

બધાંના હૃદય પર આઘાત થયો. આ દરિયાઈ રાક્ષસી લૂંટારાના ત્રાસથી કોઈ અજાણ્યું નહોતું. તેઓ માલમિલકત તો લૂંટી લેતા, પરંતુ માણસોને પણ લઈ જતા. સાધનવાળાં સગાંઓ– માંગ્યા પૈસા આપીને છોડાવે નહિ તો ગુલામોનાં બજાર મોરોક્કો તેમ જ બરબરીના કાંઠાનાં બધાં શહેરોમાં ખુલ્લાં જ હતાં.

બીજે દિવસે પાદરીએ દેવળમાં પ્રાર્થના કરી તે વખતે આખા ગામનાં નાનાં મોટાં સૌ ત્યાં હાજર હતાં. બધાં શોકમાં હતાં, કેમકે જેકાપો એવો પૈસાદાર નહોતો કે તેના પિતાને છોડાવે. એટલે એને સૌએ મરી ગયેલો જ ગણ્યો.

ત્રીજે દિવસે સવારે હજુ લોકો ઊઠ્યા યે નહોતા તે પહેલાં તો જેકાપો સમુદ્ર કાંઠે પહોંચી ગયો. તેના મોં પર ગમગીની હતી પણ સાથે નિશ્ચયનાં ચોખ્ખાં ચિહ્ન હતાં. મેરાયાને તેણે સંદેશો પહોંચાડ્યો હતો એટલે તે આવી પહોંચી.

‘ મેરાયા ! ’ તેને જોતાં જ જેકાપો બોલ્યો, ‘ તને મળ્યા વગર મારાથી જવાયું નહિ. મારી મા આ વાત જાણતી નથી. તું તેને સંભાળીશ ? અને કદી કદી મને યાદ કરી પ્રભુ પાસે દુવા માગીશ ? કહે મેરાયા, હું તારી પાસે વધારે તો માગતો નથી ? ’

‘ એ શું બોલ્યો જેકાપો ? ’ મેરાયા ચમકી, ‘ પણ તું જાય છે ક્યાં તે તો કહે ? ’

'કાલે મેં દેવળમાં પ્રતિજ્ઞા લીધી છે કે અલાસિયા પર પગ મૂકીશ તો મારા બાપુને લઈને જ.'

'તે કેવી રીતે બનશે?'

'કદાચ બંને સાથે નહિ બને, પણ એક તો બનશે જ. પહેલાં હું મારા બાપુને શોધી કાઢીશ; અને પછી તો સહેલું છે. કોઈ પણ ગુલામનો વેચનાર કે માછી એક ખખડી ગયેલા વૃદ્ધને બદલે જુવાનને ખુશીથી સ્વીકારશે.'

મેરાયા સમજી ગઈ કે બાપને બદલે દીકરો ગુલામ થવા માગતો હતો. તે અશ્રુપૂર્ણ આંખે ધીમેથી બોલી: 'ત્યારે હવે તને તો હું ફરી જોવાની જ નહિ ને?' મેરાયાના પ્રેમાળ શબ્દો વધારે સાંભળશે તો પોતાનો નિશ્ચય ડગી જશે એ બીકે જેકાપો હોડીમાં બેસી ગયો. તેણે હોડી હંકારી મૂકી.

વખત વહેવા માંડ્યો. જેકાપોની માતા તો એ જ માન્યતામાં રહી કે દીકરો કહ્યા વિના ધંધો કરવા ગયો છે. અને મેરાયાએ પણ તેનો ભ્રમ ભાંગવા કાંઈ પ્રયત્ન કર્યો નહિ. માત્ર તેણે નાની સરખી મોજશોખનો પણ ત્યાગ કર્યો અને તે વધારે ને વધારે મજૂરી કરી કરકસરથી પૈસા બચાવવા લાગી. દિવસે દિવસે ગળાતી જતી સાદી ગમગીન મેરાયાને જોઈને બધાં વિસ્મય પામતાં, પણ કોઈ તેનું છૂપું દર્દ જાણતું નહોતું. અને તે પણ કદી કોઈને કશું કહેતી નહોતી. એનું તો એક જ રટણ હતું કે જરૂર પડે તો જેકાપોને છોડાવવા જેટલા પૈસા ભેગા કરવા.

આ બાજુ જેકાપો રાત ને દિવસ ભૂખ કે દુઃખની પરવા કર્યા વગર લપાતો છૂપાતો માછલાં વેચવાને બહાને ગુલામોનાં બજારો ઢૂંઢવા લાગ્યો. અંતે અલ્જીર્સ પહોંચ્યો. આ શહેર ગુલામોના વેપારનું મોટું મથક હતું. અહીં યુરોપિયન અને અરબ

ગુલામોનો વેપાર મોટા પાયા પર ચાલતો હતો. જેકાપોએ માછલાં વેચવાના બહાને એક પછી એક અખાડા તપાસ્યા. જેમ આપણે ઢોરને માટે હાલ કોઢ કે વાડા રાખીએ છીએ તેવી જ રીતે તે વખતે ગુલામોને વાડામાં રાખવામાં આવતા; કેમકે આ નાપાક ધંધો કરનારા દયાહીન પશુઓ ગુલામોને બેપગાં જનાવર કરતાં વિશેષ ગણતા ન હતા.

છેવટે જેકાપોની તપશ્ચર્યા ફળી. એક સવારે હબસી મુકાદમે આવીને જિરાલ્ડોની સાંકળ છોડી અને 'જા કૂતરા, તારું કામ નથી,' એટલું કહી લાત સાથે રજા આપી. જિરાલ્ડોને તો કાંઈ સમજણ જ પડી નહિ. પણ સ્વતંત્રતા કોને કડવી લાગે ? તેણે અલ્જીર્સ છોડ્યું અને ભુખ્યોતરસ્યો, અથડાતોકૂટાતો તે પોતાને ગામ આવ્યો.

એક સવારમાં મળસ્કે જેકાપોની માતા જિરાલ્ડોનો અવાજ સાંભળીને ચમકી. બારણું ઉઘાડી જુએ તો પોતાનો પતિ ! જોતાં હર્ષઘેલી થઈ ગઈ!

વાની પેઠે વાત ફેલાઈ ને આખા ગામના લોક હરખ કરવા ટોળે મળ્યા. એટલામાં મેરાયા પણ સાદા કાળા પોકાશમાં દોડતી આવી. પણ તેનાથી ન તો બોલાયું — ન આવકાર અપાયો. એની બંને આંખોમાંથી આંસુ ખરવા માંડ્યાં ને પૂતળા માફક તે ઊભી રહી.

લોકો કાંઈ સમજી ન શક્યા. છેવટે ધર્મગુરુએ પૂછ્યું : 'કેમ બહેન, આ આનંદના દિવસે આંસુ કેવાં ?'

'પિતાની બેડી પુત્રે પહેરી; એણે આત્મભોગ આપ્યો.' મેરાયાએ ધીમે ધીમે બધી વાત કહી સંભળાવી. લોકોએ જ્યારે સાંભળ્યું કે કેવળ પિતાના પ્રેમને ખાતર પુત્રે પોતાની જુવાની અને જાતનું બલિદાન આપ્યું છે ત્યારે સૌ કોઈનાં હૈયાં હચમચી ઊઠ્યાં. જેકાપોનાં માતાપિતાનું દુઃખ કોઈથી દેખ્યું ગયું નહિ.

થોડી વાર પછી એકાએક દેવળનો ઘંટ વાગવા માંડ્યો. પ્રાર્થનાનો વખત નહોતો, પણ બધા લોકો તે તરફ વળ્યા. જાણ્યું કે ધર્મગુરુ જેકાપો માટે દુવા માગવાના હશે.

દેવળ ભરાઈ ગયું એટલે પાદરીએ ઊભા થઈ શરૂ કર્યું: ‘ભાઈઓ અને બહેનો! જેકાપો આજે ગુલામ તરીકે બેડીમાં પડ્યો છે. શા માટે? કેવળ પોતાના પિતાના પ્રેમને ખાતર. જે વીર નરે પોતાના પિતાને માટે આત્મભોગ આપ્યો છે તે વખત આવ્યે પોતાના દેશને માટે પણ કેમ ન આપે? અને આવું નરરત્ન આપણે ગુમાવીએ તો આપણી માણસાઈ ક્યાં? આપણે ભલે ગરીબ રહ્યા છતાં ધારીએ તો તેને છોડાવવા જેટલું નાણું તો અવશ્ય ભેગું કરી શકીએ. તમે મદદ નહિ કરો તો હું દેવળના પૈસાથી એને છોડાવીશ ને પ્રભુ મને માફ કરશે.’



સૌથી મોટો ફાળો મેરાયાનો હતો.

આખો દિવસ અને રાત પાદરીના ઘર પર દરોડો પડ્યો. જેને જે કંઈ, રોકડ કે દાગીનો, મળ્યું તેનો પાદરી પાસે જઈ ઢગલો કર્યો. સૌથી મોટો ફાળો મેરાયાનો હતો.

બીજે જ દિવસે મોરોક્કો સાથે વેપાર કરતા એક વેપારી મારફત પાદરીએ તજવીજ કરી. તેની મહેનતથી તો પેલા રાક્ષસનું દિલ ન પલળ્યું, પણ પૈસા જોઈ ચળ્યું, અને થોડાં જ અઠવાડિયાંમાં જેકાપો પોતાનાં માતાપિતાને આવી મળ્યો. વીલી દુઃખી મેરાયા જેકાપોને આવેલો સાંભળી હર્ષનાં અશ્રુ વરસાવતી આવી.

લોકોએ ઉત્સવ કર્યો ને તે જ દિવસે દેવળમાં પ્રાર્થના પૂરી થતાં જેકાપો અને મેરાયા લગ્નની ગાંઠથી જોડાયાં.

— 'કુમાર માસિક'

— સ્વાધ્યાય —

૧. જેકાપોના પિતા સફરમાંથી પાછા કેમ ન ફર્યા? એ વાતની ખબર જેકાપોને શી રીતે પડી?
૨. જેકાપોએ શો નિશ્ચય કર્યો? તેણે દરિયાકાંઠે મેરાયાને શા માટે બોલાવી? માતાને શા માટે ન બોલાવી?
૩. મેરાયાએ શા માટે પૈસા ભેગા કરવા માંડ્યા?
૪. જિરાલ્ડો બંધનમાંથી શી રીતે મુક્ત થયો? જેકાપોએ જ પિતાને છોડાવ્યા હતા એમ ગામલોક કેવી રીતે જાણી શક્યા?
૫. ધર્મગુરુએ જેકાપોને મુક્ત કરાવવા શું શું કર્યું?
૬. જેકાપોએ જિરાલ્ડોને મુક્ત કરાવ્યો......થી......જેકાપો બંધનમાંથી મુક્ત બની પોતાને ગામ આવ્યો ... ત્યાં સુધીના પ્રસંગનું વર્ણન કરો.



## ૪. રાજા અને ભઠિયારો

આજથી હજારેક વર્ષ પહેલાં ઈરાનમાં એક રાજા થઈ ગયો. તે ઘણો ભલો, ઉદાર અને પોતાની પ્રજાનાં સુખદુઃખની કાળજી

રાખનારો હતો. રાત પડે એટલે રાજા છૂપા વેશે ગામમાં ફરવા નીકળતો અને પોતાની પ્રજાનાં સુખદુઃખની માહિતી જાતે મેળવતો. એક રાતે રાજા ફરતો ફરતો એક પાઉં બનાવનાર ભઠિયારાની દુકાન આગળ જઈને ઊભો. આખા દિવસની મહેનતથી થાકેલો ભઠિયારો પથારીમાં સૂતો સૂતો ઈશ્વરની પ્રાર્થના કરતો હતો. પ્રાર્થનાની કડી પૂરી થઈ એટલે તે બોલ્યો: ' હે ભગવાન! જગતમાં બધું તારું જ ધાર્યું થાય છે. તું જે કાંઈ કરે તે અમારા ભલા માટે જ હોય છે. '

ગરીબ ભઠિયારાના આવા શ્રદ્ધાભર્યા શબ્દો સાંભળી રાજા મનમાં ખુશ થઈ ગયો. તેને મનમાં થયું: ' કેવો નમ્ર ભઠિયારો! સુખદુઃખ પ્રભુ જ મોકલે છે એમ માની એ બંનેને સરખા જ ગણે છે! ' થોડીવારમાં એના મનમાં બીજો વિચાર આવ્યો. તેથી ભઠિયારાની નમ્રતા અને સુખદુઃખને સરખા માની લેવાની આ ભાવના સાચા દિલની છે કે માત્ર બોલવા પૂરતી જ છે તેની ખાતરી કરવા રાજાએ નિશ્ચય કર્યો.

રાજા ભઠિયારાની પાસે ગયો અને બોલ્યો: ' ભાઈ, હું પરદેશી મુસાફર છું. સવારનો ભૂખ્યો છું. મોડું તો ઘણું થયું છે, પણ મારા ઉપર દયા લાવી દુકાન ઉઘાડી મને એક પાંઉ આપશો તો મારા પર મોટી મહેરબાની થશે. '

મુસાફરની ભૂખની વાત સાંભળી ભઠિયારાનું દિલ પીગળી ગયું. તેણે તરત જ દુકાન ઉઘાડી અને છૂપા વેશમાં આવેલા રાજાને પરદેશી મુસાફર માની પાંઉનો એક મોટો ટુકડો કાઢી આપ્યો.

રાજાએ કહ્યું: ' ભાઈ, મારી પાસે રોકડા પૈસા નથી. તમે આ વીંટી રાખો. હું કાલે પૈસા આપીને મારી વીંટી લઈ જઈશ. ' રાજાએ પોતાની આંગળી પરથી વીંટી કાઢી ભઠિયારાને આપી.

ભઠિયારાએ પોતાની આંગળી પર વીંટી પહેરી લીધી. રાજા પાંઉ લઈ ત્યાંથી ચાલતો થયો. થાકેલો ભઠિયારો થોડી વારમાં ઘસ-ઘસાટ ઊંઘી ગયો. થોડી વાર પછી રાજા ત્યાં પાછો આવ્યો. ધીમે રહીને તેણે ભઠિયારાની આંગળી પરથી વીંટી સેરવી લીધી અને પોતાના મહેલ તરફ તે ચાલી નીકળ્યો.



બીજે દિવસે ભઠિયારાએ ઊઠીને પોતાનું કામ હંમેશની માફક શરૂ કર્યું. વીંટીની વાત તો તે જાણે બની જ ન હોય તેમ ભૂલી ગયો. રોજની માફક તેણે રાતે ઓટલા પર પથારી પાથરી અને જ્યાં સૂવાની તૈયારી કરતો હતો કે રાજા મુસાફરના વેશમાં ફરી પાછો ત્યાં આવીને ઊભો રહ્યો.

'ભાઈ, લો, આ તમારા કાલના પૈસા. છે ને બરાબર? હવે મને મારી વીંટી પાછી આપો.'

ભઠિયારાને આગલી રાતનો પ્રસંગ યાદ આવ્યો. એણે તરત આંગળી પર જોયું પણ વીંટી મળી નહિ. એણે ઘરમાં પણ ખૂબ શોધ કરી પણ વીંટી શાની મળે? ઘરમાંથી બહાર આવી એણે

રાજાને કહ્યું : 'ભાઈ, તમારી વીંટી તો ખોવાઈ ગઈ લાગે છે, એની જે કિંમત હશે તે હું તમને ભરી આપીશ.'

રાજાએ કહ્યું : 'મારી વીંટીની કિંમત તો સો સોનામહોર છે.'

ભઠિયારો તો કિંમત સાંભળી આભો જ બની ગયો. કોઈ દહાડો એ બિચારાએ તો સોનામહોરને સ્પર્શ પણ નહોતો કર્યો. એ સો સોનામહોર લાવે ક્યાંથી ?

રાજા તો સિપાઈને બોલાવી લાવ્યો. સિપાઈએ આવી ભઠિયારાને વીંટી બાબત પૂછ્યું. ભઠિયારો ગભરાયા વિના બોલ્યો, 'સાહેબ, મેં વીંટી લીધી હતી ખરી, પણ મને ખબર નહિ કે આ વીંટી આટલી કીમતી હશે. નહિ તો હું લેત જ નહિ.'

આ વાતનો કોઈ સાક્ષી હતો નહિ, અને પરદેશી મુસાફરના દિદાર જોઈ આવી મોંઘી વીંટીની વાત કોઈ માને પણ નહિ. પણ ભઠિયારો જૂઠું બોલતાં શીખ્યો જ નહોતો. એટલે એની કબૂલાત પરથી સિપાઈ એને કેદ કરી લઈ ગયો.

બીજે દિવસે ભઠિયારાને ન્યાયાધીશ સમક્ષ હાજર કરવામાં આવ્યો. રાજાએ આગળથી ન્યાયાધીશને બધી વાત કરી રાખી હતી. ભઠિયારો બોલ્યો : 'સાહેબ, મેં વીંટી લીધી હતી એ વાત ખરી છે, પણ તે ખોવાઈ ગઈ લાગે છે. વીંટી ન મળે તો મારે પૈસા આપવા જોઈએ. પણ હું ગરીબ માણસ છું. તમે મને હજી દસ દિવસ આપો. હું શોધી જોઈશ ને છતાં ન મળે તો પછી મને જે શિક્ષા થતી હોય તે કરજો.'

ન્યાયાધીશે કહ્યું : 'જો દશ દિવસમાં વીંટી પરદેશી મુસાફરને પાછી આપવામાં નહિ આવે તો અગિયારમે દિવસે તને વિશ્વાસઘાત કરવા માટે ઈરાનના કાયદા પ્રમાણે ફાંસીની સજા કરવામાં આવશે.'

પ્રભુનો પાડ માનતો ભઠિયારો પોતાને ઘેર ગયો. એ આખું ઘર ફરી ફરીને શોધી વળ્યો પણ વીંટી મળી નહિ. એના ઘરનાં બધાં ચિંતા કરવા લાગ્યાં કે હવે શું થશે? ભઠિયારાએ કહ્યું, ' વળી થવાનું શું હતું? જે પ્રભુની મરજી હશે તે થશે. '

આટલું કહીને એણે શોધ કરવી પણ પડતી મૂકી. હવે માત્ર થોડા દિવસ જ જીવવાનું છે એમ માની તેણે વિશેષ ઉમંગથી ઈશ્વરની બંદગી કરવા માંડી. રાજા જુદે જુદે વેશે ત્યાં દરરોજ આવતો. કોઈ ને કોઈ બહાને તે ભઠિયારા સાથે વાત કરતો. પણ કોઈ વખતે એની ઈશ્વરશ્રદ્ધા ઓછી થતી રાજાને જણાઈ નહિ. મનમાં રાજા આ ગરીબ ભઠિયારાનાં વખાણ કર્યા કરતો, અને પોતાના દેશમાં આવા પ્રામાણિક અને શ્રદ્ધાળુ માણસો છે તે વિચારે તે ખુશ થતો.

ન્યાયાધીશના પ્રસંગને સાતેક દિવસ થયા હશે. તેવામાં એક દિવસ રાજા માછલાં પકડવા પાસેના સરોવર પર ગયો. ત્યાં તેના હાથ પરથી એ વીંટી પાણીમાં સરી પડી. આ પ્રસંગથી દિલગીર થઈ રાજા ઘેર આવ્યો.

ભઠિયારાની મુદતનો આજે છેલ્લો દિવસ હતો. સવારે ભઠિયારો દરરોજ કરતાં વહેલો ઊઠ્યો ને એણે ખુદાની બંદગી શરૂ કરી. બપોરે એક માછીને માછલીનો ટોપલો લઈ માછલી વેચવા જતો ભઠિયારાએ જોયો. એને થયું કે આજે જીવનનો છેલ્લો દિવસ છે તો છેલ્લી વાર ધરાઈને માછલી ખાઈ લઉં.

તેણે એક માછલી વેચાતી લીધી. માછલી કાપતાં જ અંદરથી વીંટી નીકળી. ભઠિયારાને લાગ્યું કે જરૂર આ વીંટી પેલા મુસાફરની જ હોવી જોઈએ. ઈશ્વરે આ વીંટી મને છેલ્લે દિવસે પહોંચાડી છે. ઈશ્વરનો ઉપકાર માનતો તે ત્યાંથી ઊઠ્યો ને સીધો જ ન્યાયાધીશને તે વીંટી પહોંચાડવા રાજદરબારમાં ગયો.

આ વખતે રાજા પોતે પણ ત્યાં જ હાજર હતો. તેણે પોતાની વીંટી પારખી. આ વીંટી ક્યાંથી મળી તે બાબત રાજાએ ભઠિયારાને પૂછ્યું. માછલીનો પ્રસંગ કહી ભઠિયારાએ ઉમેર્યું: 'મને ખાતરી જ હતી કે મારો પ્રભુ મને નિરપરાધીને આ વિશ્વાસઘાતના આળમાંથી જરૂર ઉગારશે.'

રાજાએ બધી હકીકત ભરદરબારમાં ભઠિયારાને કહી સંભળાવી. રાજાએ એની સચ્ચાઈ અને ઈશ્વરશ્રદ્ધાની કદર કરતાં એને સારું ઇનામ આપ્યું અને પોતાના રાજ્યમાં એને સારી નોકરી આપી. ઈશ્વરનો પાડ માની ભઠિયારાએ રાજાની નોકરી સ્વીકારી.

—સૌ. પુષ્પાબહેન વકીલ

— સ્વાધ્યાય —

૧. રાજાને ભઠિયારાની કસોટી કરવાનું કેમ સૂઝયું? એણે ભઠિયારાને પૈસા ન આપતાં વીંટી શા માટે આપી?
૨. રાજાએ વીંટીનું મૂલ્ય સો સોનામહોર છે એમ શા માટે કહ્યું?
૩. ક્યા પ્રસંગથી રાજાના હૈયે દિલગીરી વ્યાપી ગઈ? શા માટે?
૪. સિપાઈ ભઠિયારાને કેમ કેદ કરી શક્યો?
૫. જુદા જુદા પ્રસંગો વર્ણવી એમ બતાવો કે ભઠિયારો પ્રામાણિક અને સાચું બોલનાર હતો.
૬. ભઠિયારાની ઈશ્વરશ્રદ્ધા સાચી હતી એમ બતાવતા પ્રસંગો વર્ણવો.



# ૫. મારો દર્દી

એમ. બી., બી. એસ. ની પરીક્ષા માનસહિત પસાર કરી ડૉક્ટર થયાને મને લગભગ પાંચ વર્ષ વીતી ગયાં હતાં. છતાં હજી પણ હું — 'માખ મારતો હતો.' સફળ થવા મેં જાતજાતની યુક્તિઓ અજમાવી, પણ પરિણામ કંઈ જ આવ્યું નહિ.

મારાં કાકી, ઘણી વાર એમની ઉંમરની સ્ત્રીઓની અમારે ત્યાં ચાલુ બેઠકો થતી તેમાં મારું કર્યુંકારવ્યું ધૂળ કરતાં. 'મેં ઘરેણાં વેચીસાટીને એનું આ — બળ્યું શું કહે છે — પેલુંસ્તો ! — ડોબાં જેવાં બોલતાં કેમ નથી ? એને શું કહે છે ? — હં ! દવાખાનું ! મારાં ઘરેણાં વેચીને એનું દવાખાનું કઢાવી આપ્યું. આજ પાંચ પાંચ વરસનાં વહાણાં વાયાં પણ કોઈ ચલ્લું ફરકતું નથી ! રાતી દમડી કમાતો નથી !' ઇત્યાદિ ઇત્યાદિ વાક્યો વડે મારી અણમેળવી આબરૂને ધોકો પહોંચાડતાં. શું કરીએ — એમના પર કંઈ કેસ મંડાય ?

*        *        *

મને ચોક્કસ યાદ છે. ધનતેરશનો દિવસ હતો. નિત્યના નિયમ પ્રમાણે દશ–સાડાદશ થયા એટલે મારો 'વિઝિટ' પર જવાનો, અર્થાત્ પાછલા ઓરડામાં જઈ આરામ લેવાનો, વખત થયો. મેં જતાં જતાં મારા કંપાઉંડરને કહ્યું :–'મણિલાલ, હું જરા પાછળ જાઉં છું. છે તે — કદાચ — આપણે એમ કે કોઈ આવી ચઢે તો કહેજો કે 'વિઝિટ' પર ગયા છે. ને મને કહી જજો.'

'સાહેબ, આપ પાંચ વર્ષથી આમ 'વિઝિટ' પર જાઓ છો ને કોઈ આવતું નથી, તો આજે વળી એવો કયો નસીબનો બળિયો—'

'નસીબનો બળિયો કે ઘાંચીનો બળદિયો તે આપણું કામ નથી, પણ દિવાળીના દહાડા છે. કોઈએ ભારે ખાધું હોય ને — ને કદાચ અહીં આવી ચઢે.'

'આ દુનિયામાં શું નથી બનતું, સાહેબ ? એવું પણ બને !'

'ત્યારે હું જાઉં છું.' કહી હું ચાલતો થયો. દશેક મિનિટ થઈ હશે એટલામાં મણિલાલ મારી પાસે આવ્યા.

'કેમ!' મેં પૂછયું.

'સાહેબ, કોઈ આવ્યું છે. તમને મળવા માગે છે—'

'હેં!' કહીને મેં છલંગ મારી, મણિલાલની પીઠ થાબડી — સહેજ ઓરડામાં કૂદ્યો! લગાર ભાન આવતાં હું શરમાઈ ગયો ને મેં મણિલાલને પૂછયું: 'કોણ છે? કેવો છે? પૈસાદાર છે? બહુ માંદો દેખાય છે?'

'ખબર નથી; હું જોઉં છું. તમે આવી પહોંચજો,' કહી એણે ચાલવા માંડયું.

'મણિલાલ, અરે! મણિલાલ! સહેજ ઊભા રહો. હું 'ડ્રેસિંગ' કરી લઉં,' મેં બૂમ પાડી કહ્યું.

'ડ્રેસિંગ' માં મારે માત્ર કોટ અને હૅટ પહેરવાનાં હતાં. સામે આરસી હતી તેમાં જોઈ કોટ પહેર્યો, પણ હૅટ કંઈ મનગમતી રીતે પહેરાઈ નહિ.

'મણિલાલ, હું ધારું છું કે હૅટ કરતાં ટોપી ઠીક લાગશે.'

'ના, ના; હૅટ જ સરસ લાગશે.'

'મને લાગે છે કે ટોપી જ સારી પડશે.'

'ત્યારે ટોપી પહેરો.'

'ના, ના; ઊભા રહો, હું પહેરી જોઉં. એમ ઉડાવવાની વાત ના કરો.'

આખરે ટોપી પહેરીને હું તૈયાર થયો. મણિલાલ પાછા દવાખાનામાં જઈ વિરાજ્યા. થોડી વાર પછી પાછલે બારણેથી હું બહાર પડ્યો. તે વખતની મારી આંતરવૃત્તિનું વર્ણન કરવામાં દવાની જાહેરખબર આપનારની કસાયેલી કલમ પણ હારી જાય એમ હતું. મને લાગ્યું કે મારા શરીરમાં હું માતો નથી. ક્ષણવારમાં હું વિરાટરૂપ બની ગયો. થોડી વાર સુધી તો પાછલે બારણેથી

આગલે બારણે જવાનો રસ્તો પણ હું ભૂલી ગયો ! આખરે ગંભીર થવાનો ભગીરથ પ્રયત્ન કરતો હું દવાખાનામાં આવી પહોંચ્યો. બાડી આંખે જોયું તો ખરેખર એક માણસ બેઠો હતો ! બરાબર બે હાથ, બે પગ, એક માથું — માણસ જેવો માણસ ! આખરે એક જણ પણ હાથમાં આવ્યો ખરો. મહા મુશ્કેલીએ આનંદની વૃત્તિ દબાવી બેદરકારીથી હું ખુરશી પર જઈને બેઠો.

‘ મણિલાલ, હમણાં ગાડી આવશે. તેમાંથી ‘ બૅગ ’ ઉતારી લેજો. દિવાળીના દહાડામાં પણ નવરાશ નથી. જાણે શહેરમાં બીજા ડૉકટર હોય જ નહિ તેમ બધા મારી જ પાસે આવે છે ! — કેમ કોઈ આવ્યું હતું કે ?

‘ હા, રતનચંદ શેઠ કલાક તમારી વાટ જોઈને હમણાં જ ગયા. ’ મણિલાલે ટાઢા પહોરની ફેંકી. મારી સંગતિથી એની બુદ્ધિમાં ઘણો વિકાસ થયો હોય એમ મને લાગ્યું.

‘ ને પ્રાણશંકર, ખીમશા, અલીમહમદ, સોરાબજી, વજેસિંહ—એ કોઈ આવ્યા ? ’ જેટલાં સૂઝયાં તેટલાં નામ મેં ચડાવ્યાં.

‘ એ તો હજી આવવાના છે. ’ ( ખરું પૂછો તો આજે હજી પણ એ ‘ આવવાના જ ’ છે. )

‘ હજી બાકી છે ? ’

‘ હજી તો સાહેબ, અડધા ‘ પેશંટ્સ ’ પણ નથી આવી ગયા.

‘ હું તો ખરેખર કંટાળી ગયો છું. મને વાતચીત કરવાને વખત પણ મળતો નથી. હું ‘ પ્રૅક્ટિસ ’ જેમ જેમ ઘટાડવા માગું છું, તેમ તેમ એ ઊલટી વધતી જાય છે તેમાં વળી મારે બીજાં લફરાં ઓછાં છે ? અહીંના ‘ મેડિકલ એસોસિયેશન ’ નો હું પ્રમુખ, ‘ આયુર્વેદોદ્ધારક મંડળ ’ નો મંત્રી ! મારે ક્યાં ક્યાં પહોંચી વળવું ! ’

'ને અમદાવાદ મેડિકલ લીગની પરમ દહાડે સભા છે. તેમાં તમારે જવાનું છે.'

'હા, એ તો ભૂલી જ ગયો હતો. ને મણિલાલ એકાદ સારી મોટરની તપાસમાં રહેજો. મોટર વગર હવે ચાલે તેમ નથી.'

'હા, જરૂર તપાસ કરતો રહીશ.'

હવે તો મારા નવા દર્દી પર મારા મહત્ત્વની અસર થઈ હશે એમ ધારીને તથા નાનપણમાં કાકી કને બોર લેવાને હું પૈસો માગતો ને એ ન આપતાં, તે વેળા હું એનો અંબોડો તાણતો, ત્યારે એ કહેતાં તેમ 'બહુ તાણે તો તૂટી જાય!' એમ સમજીને મેં નવા આવનાર તરફ જોયું. પણ એટલામાં તો મારાં કાકીનો બુલંદ સૂર ઉપરથી સંભળાયો, ને અમારા ત્રણેનું ધ્યાન તે તરફ ખેંચાયું.

'કોડીની કમાઈ નહિ ને ઘડીની ફુરસદ નહિ! દિવાળી જેવા સપરમે દહાડે પણ દવાખાનામાં નકામો બેસી રહ્યો છે! કોનાં નસીબ ફૂટ્યાં હોય કે એની પાસે દવા લેવા આવે?'

માર્યા ઠાર! ઘડપણમાં બીજાં અવયવો શિથિલ થઈ જાય છે, તેની સાથે જીભ પણ કેમ તેવી થઈ જતી નથી? આખરે મારી સૂક્ષ્મ બુદ્ધિએ આ બગડેલી બાજીને સુધારી.

'જોયું મણિલાલ! આ બિચારાં કાકીનો સ્મૃતિ બગડી જવાનો રોગ હજી પણ ઘટતો નથી. મારાં કાકી છે.'— નવા આવનાર તરફ ફરીને મેં કહ્યું: 'પાંચ વર્ષ ઉપર એમને એ રોગ લાગુ પડ્યો છે. તે વેળા મારી 'પ્રેક્ટિસ' બહુ સાધારણ હતી. તેથી હજી પણ એવી જ છે એમ એ માને છે, વારુ, તમારી શી 'કમ્પ્લેઈંટ્સ' છે?'

'હું તો સાહેબ, અહીંના 'અનાથાશ્રમ' નો સેક્રેટરી છું; ને આપ એવી સંસ્થાઓને સારી મદદ કરો છો એમ સાંભળ્યું છે તેથી આપની પાસે આવ્યો છું !'



આ તો પૈસા આપવાના' — એ વિચારે મારા મનમાં કેવા કેવા વિચારો આવ્યા તે અહીં લખવાની શી જરૂર છે ?

—જ્યોતીન્દ્ર દવે

— સ્વાધ્યાય —

૧. ડૉક્ટર 'વિઝિટ પર જાઉં છું.' એમ કહેતા ત્યારે એ ક્યાં જતા હતા ?
૨. મણિલાલે 'કોઈ બહાર આવ્યું છે' એમ કહ્યું ત્યારે ડૉક્ટરે શું કર્યું ? એ પાછલે બારણેથી આગલે બારણે કેમ આવ્યા ?
૩. ડૉક્ટરે મણિલાલ સાથે આવેલા માણસની હાજરીમાં મોટી મોટી વાતો શા માટે કરી ?
૪. પોતાની કાકીને સ્મૃતિ બગડી જવાનો રોગ લાગુ પડ્યો છે એમ ડૉક્ટરને શા માટે કહેવું પડ્યું ?
૫. ડૉક્ટરની પૈસા મેળવવાની હોંસ ક્યારે ઊડી ગઈ ?



## ૬. આ તે કેવો જોશી?

જયપુર શહેરમાં ઘણાં વર્ષો પહેલાં લલ્લુ નામે એક મોચી રહેતો હતો. સવારથી સાંજ સુધી તે પોતાનું કામ કરતો અને પોતાના નિર્વાહ માટે જોઈતાં પૈસા મેળવતો. પ્રભુ જે આપે તેમાં સંતોષ માની એ આનંદમાં દિવસો ગાળતો. તેની સ્ત્રી–જમનાને જાતજાતના શોખ કરવા ગમતા. તેને તો સુંદર ઘરેણાં, રેશમી કપડાં અને રહેવા માટે મોટી હવેલી જોઈતી હતી. ગરીબ બિચારો લલ્લુ આ બધું કયાંથી લાવી શકે? પોતાની ગરીબાઈમાં સંતોષ માનવા એ જમનાને ઘણું ઘણું સમજાવતો પરંતુ જમનાના ધ્યાનમાં એની વાત ઊતરતી નહિ.

એક દિવસ જમના બજારમાં શાકભાજી ખરીદવા ગઈ. તેણે બજારમાં એક સુંદર સ્ત્રીને જોઈ. એ સ્ત્રીએ સુંદર રેશમી કપડાં પહેર્યાં હતાં. તેના શરીર પર હીરા, મોતી, માણેક વગેરેનાં કીમતી ઘરેણાં હતાં. એ જોઈ જમનાના મનમાં થયું: 'એ સ્ત્રીનો ધણી શો ધંધો કરતો હશે તે શોધી કાઢવું જોઈએ. કેવી નસીબદાર સ્ત્રી છે! મને આવાં વસ્ત્રો અને ઘરેણાં મળે તો કેવું સારું!' તપાસ કરતાં તેને ખબર પડી કે તે સ્ત્રીનો ધણી રાજાનો મુખ્ય જોશી હતો.

જમના ઘેર આવીને લલ્લુ સાથે લડવા લાગી. તે કહેવા લાગી, 'તમારો મોચીનો ધંધો હવે છોડો. મારાથી આ નાનકડા ઘરમાં અને આવી ગરીબાઈમાં રહી શકાય તેમ નથી. મારે તો મોટી હવેલીમાં રહેવું છે અને સુંદર કપડાં તથા ઘરેણાં પહેરવા જોઈએ છે. તમે મોચીનો ધંધો છોડશો નહિ, તો હું તમારી સાથે રહેનાર નથી.'

લલ્લુ ઘણો જ ડાહ્યો અને ધીરજવાળો માણસ હતો. તેણે જમનાને સમજાવીને કહ્યું, 'તારી વાત વાજબી નથી. મોચીનો ધંધો છોડીને બીજું શું કરવું? એ ધંધો છોડી દઈશ તો આપણે ભૂખે મરીશું. ગાંડી થા મા અને પ્રભુ જે સ્થિતિમાં રાખે તેમાં આનંદ માન.'

જમનાએ કહ્યું, ' તમે જોશી બનો. પેલા જોશીની સ્ત્રી કેવાં સુંદર કપડાં અને કીમતી આભૂષણો પહેરે છે. તમે જોશી બનશો તો ખૂબ પૈસા મળશે. તમે મારું કહ્યું માનશો નહિ તો છેવટે પસ્તાશો.'

લલ્લુએ કહ્યું, ' જોશી થવું એ સહેલી વાત નથી. જોશી થવા માટે સૂર્ય, ચન્દ્ર તથા બીજા ગ્રહોને ઊંડો અભ્યાસ કરવો જોઈએ. એ તો વિદ્વાન માણસનું કામ. મોચીનો દીકરો જોશી બને એટલે થઈ રહ્યું. ગામના લોકો મારી મશ્કરી કરશે કે જોડા સીવનાર તો હવે જોશી બની ગયો! સૂર્ય—ચન્દ્રને જોડા ન પહેરાવે તો સારું!



લલ્લુ મોચી જોશી બન્યો!

આ પ્રમાણે લલ્લુ તથા જમના વચ્ચે રોજ તકરાર થવા લાગી. છેવટે લલ્લુ કંટાળ્યો અને તેણે જમનાના કહેવા મુજબ કરવાનું નક્કી કર્યું. તેણે તેની પાસે વધેલું ચામડું તથા તેનાં બધાં

હથિયારો વેચી દીધાં. એ પૈસામાંથી તેણે એક નાનો બાજટ તથા પંચાંગ અને બીજાં પુસ્તકો ખરીદ્યાં. બીજે દિવસે સવારે તે રસ્તા પર આવેલા એક ઝાડ નીચે બાજટ પર પુસ્તકો, ટીપણું વગેરે ગોઠવીને બેઠો. ગામના ઘણાખરા લોકો લલ્લુને ઓળખતા હતા. તેઓ લલ્લુને જોશી બનેલો જોઈ આશ્ચર્ય પામ્યાં. તેઓ બધા એની મશ્કરી કરવા લાગ્યા. લલ્લુને ઘણું દુઃખ થયું, પરંતુ જમનાને રાજી રાખવા ખાતર તે આ અપમાન અને મશ્કરી સહન કરવા લાગ્યો. રસ્તે જતા આવતા લોકો લલ્લુ પાસે ઊભા રહેતા અને તેની મશ્કરી ઉડાવતા. આમ કરતાં કરતાં બાર વાગ્યા, એટલામાં રાજાનો ઝવેરી ત્યાંથી પસાર થતો હતો. રાજાના તાજમાંનો કીમતી હીરો ચોરાઈ ગયો હતો. રાજાને શો જવાબ આપવો તેની એને સમજ પડી નહિ. લલ્લુની આસપાસ ટોળું વળેલું જોઈ પેલો ઝવેરી પણ ત્યાં આવ્યો. લલ્લુને જોશી બની ગયેલો જોઈ ઝવેરીએ તેની મશ્કરી કરતાં કહ્યું, ‘ લલ્લુ, મારા પ્રશ્નનો જવાબ આપે તો તું જોશી ખરો! રાજાના તાજમાંથી હીરો ચોરાયો છે. તે કોણે ચોર્યો છે તે તું શોધી આપશે તો તને સો સોનામહોરનું ઇનામ આપીશ. ’

લલ્લુ ગભરાયો, પણ હિંમત રાખીને બોલ્યો : ‘ સાહેબ, સાંજના છ વાગ્યે આવજો. હીરાના ચોરનારને શોધી આપીશ. ’ ઝવેરી ત્યાંથી જતો રહ્યો. લલ્લુ મનમાં મૂંઝાયો. જમનાને રાજી રાખવા આ બધું કરવું પડતું હતું! મનમાં ને મનમાં જમના પર ચીડ ચઢી. તેનાથી મોટેથી બોલાઈ જવાયું, ‘ તું તે કેવી સ્ત્રી છે! તને પૈસાનો લોભ લાગ્યો છે અને તારા લોભનો તો પાર નથી. ’ જ્યારે લલ્લુ આ પ્રમાણે બોલ્યો ત્યારે ઝવેરીને ત્યાં કામ કરતી નોકરડી ત્યાં ઊભેલી હતી. તેણે આ શબ્દો સાંભળ્યા અને તરત જ ત્યાંથી પસાર થઈ ગઈ. તે સીધી પોતાની શેઠાણી પાસે પહોંચી

અને કહ્યું, ' બાઈસાહેબ, તમારી ચોરી પકડાઈ ગઈ. તમે રાજાના તાજમાંનો હીરો કાઢી લીધો છે તે વાત બજારમાં બેસનાર જોશી જાણે છે. તમે પકડાશો તો રાજા તમને જરૂર મારી નંખાવશે.' ઝવેરીની સ્ત્રી ઘણી ગભરાઈ. તરત જ તેણે કપડાં બદલ્યાં અને જોશી પાસે પહોંચી. લલ્લુને હાથ જોડીને કહ્યું, ' જોશી મહારાજ! મને બચાવો. તમે જે વાત જાણો છો તે કોઈને કહેશો નહિ. મારી લાજ રાખો. મારા પર દયા કરો.'

ઝવેરીની સ્ત્રી શું કહેવા માગતી હતી તે લલ્લુ સમજ્યો નહિ. તેથી તેણે કહ્યું, ' તમે શાને વિશે વાત કરો છો?'

પેલી સ્ત્રીએ કહ્યું, ' તમે જે વાત જાણો છો તે વિશે જ. મેં તો ફક્ત હીરાની વીંટી કરાવવા માટે જ હીરો તાજમાંથી કાઢી લીધો હતો. મને બચાવો. મારો પતિ આ વાત જાણશે તો મને ઘરમાંથી કાઢી મૂકશે. મારા પર દયા કરો. હું તમને દસ સોનામહોર આપીશ.'

લલ્લુ મનમાં ને મનમાં રાજી થયો. વગર મહેનતે હીરાનો ચોરનાર મળી ગયો હતો. તેણે ગુસ્સાભર્યા અવાજે કહ્યું, ' તેં તારો ગુનો કબૂલ કર્યો તેથી તને બચાવીશ. ઘેર જા અને એ હીરો તારા ધણીના પલંગ પરના ઓશીકા નીચે મૂકી દે.'

ઝવેરીની સ્ત્રીએ દસ સોનામહોરો જોશીને આપી. ઘેર જઈ તેણે ઓશીકા નીચે હીરો મૂકી દીધો. 'સાંજે છ વાગ્યે ઝવેરી લલ્લુ પાસે આવ્યો. લલ્લુએ સૂર્ય, ચન્દ્ર તથા બીજા ગ્રહોનાં નામ લઈને ગણતરી કરવા માંડી. થોડીવાર પછી તેણે કહ્યું 'સાહેબ, હીરો તો તમારા ઘરમાં જ છે. તમારા પલંગ પરના ઓશીકા નીચે જઈને જુઓ.'

ઝવેરી ઝડપથી પોતાને ઘેર પહોંચ્યો. ત્યાં જઈને ઓશીકું ઊંચકયું અને તેની નીચેથી હીરો મળી ગયો. તે ઘણો જ રાજી થઈ ગયો અને તરત સો સોનામહોર લઈને લલ્લુ પાસે ગયો. તેણે લલ્લુનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો અને સો સોનામહોરો ભેટ આપી. લલ્લુએ પોતાનો સામાન ભેગો કર્યો અને ઘેર પહોંચ્યો. જમના દોડતી દોડતી સામે આવી. તેણે પૂછયું, 'કેમ, આજનો દિવસ કેવો ગયો? કાંઈ કમાયા કે?'

લલ્લુએ જમનાના હાથમાં ૧૧૦ સોનામહોરો મૂકી. આટલા બધા પૈસા તો જમનાએ એની જિંદગીમાં જોયા નહોતા. જમનાનો હર્ષ માયો નહિ અને કહેવા લાગી, 'મારું કહ્યું માન્યું તો પહેલે જ દિવસે તમે કેટલું કમાયા! મારી વાત માનતા જાઓ.' પછી લલ્લુએ તેને આખા દિવસના બનાવો વિશે વાત કરી અને કહ્યું, 'આ જોખમ ખેડવામાં માલ નથી. મને કોઈ દિવસ આફત આવી પડવાનો ભય લાગે છે.' પણ જમનાએ માન્યું નહિ અને બીજે દિવસે સવારે લલ્લુ પાછો તે જ જગ્યાએ જઈને બેઠો.

આ અરસામાં જયપુરના રાજાને ત્યાં ચોરી થઈ હતી. રાજાના ભંડારમાંથી ઝવેરાતની ૪૦ પેટીઓ ચોરાઈ ગઈ હતી. રાજાએ ઘણી તપાસ કરાવી, પરંતુ ચોરોનો પત્તો લાગ્યો નહિ. એટલામાં ઝવેરીએ રાજાને કહ્યું, 'નામદાર, આપણા ગામમાં લલ્લુ નામે એક હોશિયાર જોશી છે. તે જરૂર ચોરોને શોધી આપશે.'

રાજાએ લલ્લુને દરબારમાં બોલાવ્યો અને ખજાનામાંથી ચોરાયેલી ૪૦ પેટીઓની વાત કરી. તેણે કહ્યું, 'લલ્લુ, એ ઝવેરાત ચોરનાર બધા ચોરોને તારે પકડી આપવા પડશે. જો તું એ કામ ન કરી શકે તો તારું માથું ધડથી જુદું કરવામાં આવશે.'

લલ્લુ ઘણો ગભરાયો, પણ હિંમત રાખીને બોલ્યો: 'નામદાર, એ કામ ઘણું અઘરું છે. ચાળીશ પેટીઓના ચોરનાર ચાળીશ

ચોરો છે. એ ચાળીશ ચોરોને શોધી કાઢવા મને ચાળીશ દિવસનો સમય આપો.'

રાજાએ લલ્લુની માગણી કબૂલ રાખી. લલ્લુ રાજાને નમન કરી ઘેર ગયો. ઘેર જઈને તેણે જમનાને બધી વાતો કરી. તેણે કહ્યું, 'તને રાજી રાખવા જોશી થયો તેનું આ પરિણામ આવ્યું. ચોરો પકડી શકાશે નહિ અને ચાળીશ દિવસ પછી મારો જાન જશે. આ દુનિયામાં હવે મારે ફક્ત ચાળીશ દિવસ જ જીવવાનું છે. દિવસો પણ શી રીતે જાણી શકીશ? પંચાંગ વાંચતાં કોને આવડે છે? ચાલ, હવે એક કામ કર. એક બરણીમાં ચાળીશ આલુ ભર. હું દરરોજ એક આલુ ખાઈશ એટલે મારે જીવવાના કેટલા દિવસ બાકી રહ્યા તે આલુ ગણવાથી ખબર પડશે. છેલ્લે દિવસે મરતાં પહેલાં ભગવાનનું નામ લઈશ.'

જમના પણ ગભરાઈ ગઈ, પણ તેણે હિંમત દાખવી. લલ્લુના કહેવા મુજબ તેણે બરણીમાં ચાળીશ આલુ ભર્યાં. લલ્લુ તથા જમના ઘરમાં બેઠાં બેઠાં ઝવેરાતની ચોરાયેલી ચાળીશ પેટીઓ વિશે વાત કરતાં હતાં.

જે ચાળીશ ચોરોએ ઝવેરાતની પેટીઓ ચોરી હતી તે હવે ગભરાવા લાગ્યા. રાજાએ ચોરોને શોધવાનું કામ પ્રખ્યાત જોશી લલ્લુને સોંપ્યું હતું તેની તેમને ખબર પડી. ચોરોના સરદારે રાતે એક ચોરને લલ્લુને ઘેર મોકલ્યો. એ ચોર ઘરની બહાર ઊભો રહીને ઘરમાં થતી વાતચીત સાંભળવા લાગ્યો.

લલ્લુએ એક આલુ બરણીમાંથી લીધું અને તે દિવસ ચાળીશ દિવસમાંનો પહેલો હતો તેથી તે બોલ્યો, 'જમના, ચાળીશમાંનો આજે પહેલો.' એમ કહીને તેણે આલુ મોંમાં મૂક્યું. ચોર આ સાંભળીને દોડી ગયો. તેણે પોતાના સરદારને જઈને કહ્યું, 'હું તો ઘરની બહાર ઊભો હતો. લલ્લુએ મને જોયો પણ નહોતો, તેમ

છતાં તેણે કહ્યું કે ચાળીશમાંનો પહેલો અહીં છે.' ચોરોનો સરદાર ડરી જાય એવો નહોતો. તેણે બીજે દિવસે બે ચોરોને લલ્લુને ત્યાં મોકલ્યા. લલ્લુએ બીજું આલુ લીધું અને મોંમાં મૂકતાં કહ્યું, 'જમના, આજે ચાળીશમાંના બે થયા.' પેલા ચોરો આ સાંભળીને એક બીજા તરફ આશ્ચર્યથી જોવા લાગ્યા. તેમણે પોતાના રહેઠાણે જઈ સરદારને બધી વાત કરી.



આ પ્રમાણે ચોરોના સરદારે દરરોજ વધારે ને વધારે માણસો મોકલવા માંડ્યાં. ચાળીશમે દિવસે ચોરો અને ચોરોનો સરદાર એમ બધા ચાળીશ ચોરો લલ્લુના ઘરની બહાર ઊભા હતા. લલ્લુએ છેલ્લું આલુ બરણીમાંથી લઈને કહ્યું, 'જમના, આજે હવે ચાળીશ પૂરા થયા. હવે તો કેટલા દિવસ જીવાશે ? રાજા ફાંસી આપે એટલી જ વાર.'

સરદાર ધીમેથી બોલ્યો, ‘ બાપ રે ! આપણે પૂરા ચાળીશ અહીં ઊભા છીએ તે પણ લલ્લુ જાણી ગયો. હવે તો જરૂર લલ્લુ આપણને બધાને પકડાવી દેશે. ’ તેણે નક્કી કર્યું કે લલ્લુ પાસે જઈને સાચી વાત કરી દેવી અને તેમને બધાને બચાવવા અરજ કરવી. એમ નિર્ણય કરીને બધા ચોરો તેમના સરદાર સાથે લલ્લુના ઘરમાં ગયા. લલ્લુ પાસે જઈને તેઓ તેને પગે લાગ્યા. લલ્લુ તથા તેની સ્ત્રી જમના આ જોઈને ખૂબ વિસ્મય પામ્યાં. ચોરોના સરદારે હાથ જોડીને કહ્યું. ‘ જોશી મહારાજ, અમારો ગુનો માફ કરો. અમે જ રાજાજીના મહેલમાંથી ચોરી કરી છે. અમે બધું ઝવેરાત પાછું આપવા તૈયાર છીએ. ગમે તેમ કરીને અમને બચાવો. અમે તમને એક હજાર સોનામહોર આપવા તૈયાર છીએ. હવે પછી અમે કોઈ દિવસ ચોરીનો ધંધો નહિ કરીએ, તેની પણ તમને ખાતરી આપીએ છીએ. ’

લલ્લુએ દમામથી કહ્યું, ‘ તમારા જેવા દુષ્ટ માણસોને બચાવવા જોઈએ નહિ. તમે હવે પછી ચોરી નહિ કરવાની ખાતરી આપો છો તેથી જ તમને બચાવવા મારું મન પ્રેરાય છે. હું કહું તેમ કરો. ગામની બહાર જે મોટું વડનું ઝાડ છે તેની નીચે ૪૦ પેટીઓ દાટી દેજો. અંદરથી એક પણ પૈસો લેશો નહિ. જાઓ; જલદી કરો. ’

ચોરો લલ્લુનો આભાર માનીને જતા રહ્યા. તેમણે રાતોરાત ઝાડ નીચે ૪૦ પેટીઓ દાટી દીધી. બીજે દિવસે સવારે રાજાના માણસો લલ્લુને તેડવા આવ્યા. લલ્લુ દરબારમાં પહોંચ્યો અને રાજાસાહેબને નમન કરીને બોલ્યો, ‘ નામદાર, મેં ગ્રહોનો ઘણો અભ્યાસ કર્યો અને છેવટે મારું કામ પાર પડ્યું છે. પરંતુ આપની એક જ ઇચ્છા પૂરી કરી શકાય તેમ છે. તમે કહો તો ચોરો શોધી

આપું અથવા તમારું ખોવાયેલું બધું ઝવેરાત શોધી આપું. કહો નામદાર, આપને શું કહું ?'

રાજાએ કહ્યું, 'ચોરોને પકડી શિક્ષા તો કરવી જ જોઈએ. પણ એમ કરું તો મારું ઝવેરાત પાછું નહિ મળે. લલ્લુ, ચાલ, બતાવ મારું ચોરાયેલું ઝવેરાત.'

લલ્લુએ કહ્યું, 'નામદાર, મારી સાથે આવો. ગામ બહાર આવેલા વડના ઝાડ નીચે માણસોને ખોદવા કહો.' લલ્લુ, રાજા અને રાજાના માણસો એકી સાથે વડ આગળ પહોંચ્યા. રાજાના માણસોએ ઝાડ નીચે ખોદકામ શરૂ કર્યું. થોડું ખોદ્યું એટલામાં તો નીચે પેટીઓ દેખાવા લાગી. આજુબાજુની બધી જમીન ખોદીને માણસોએ ૪૦ પેટીઓ બહાર કાઢી. એ પેટીમાંથી એક પણ પૈસો ચોરાયો નહોતો. રાજા આ જોઈને રાજીરાજી થઈ ગયો. તેણે લલ્લુને દરબારમાં બોલાવીને ભારે ઇનામ આપ્યું.

લલ્લુ ઇનામ લઈ ઘેર આવ્યો ત્યારે તેને આનંદ થતો હતો, પણ સાથે ગભરાટ પણ થતો હતો. જમના તો ઇનામની વસ્તુઓ જોઈ આનંદથી અડધી અડધી થઈ ગઈ. લલ્લુએ તેને કહ્યું, 'જમના, આમ હવે લાંબું નહિ નભે. ઈશ્વરે આજ દિન સુધી લાજ રાખી છે. ચાલ, હવે બીજા કોઈ રાજ્યમાં જઈ રહીએ.'

જમના તરત ખુશીથી બોલી, 'હા, હા, ચાલો. ત્યાંયે વળી નવા જોશીની જરૂર તો હશે ને.'

લલ્લુ બોલ્યો, 'જોશીના ધંધાની તો હવે વાત જ કરતી ના. ગમે તે ધંધો કરીશ, પણ જોશીનો તો નહિ જ.'

—સ્વાધ્યાય—

૧. જમનાએ લલ્લુને જોશીનો ધંધો કરવાનું શા માટે કહ્યું ?
૨. ઝવેરીનો ચોરાયેલો હીરો મળ્યો તે લલ્લુની બુદ્ધિથી કે એના નસીબથી ? પ્રસંગ વર્ણવી બતાવો.

૩. રાજાના દરબારમાંથી લલ્લુ ગભરાઈને કેમ આવ્યો અને એણે શું કર્યું ? શા માટે એમ કર્યું ? એમ કરતાં એને શો લાભ થઈ ગયો ?
૪. લલ્લુ દયાળુ હતો એમ પ્રસંગનું વર્ણન કરી બતાવો.
૫. ગમે તે દુઃખમાં પણ ભગવાન પર ભરોસો રાખવામાં લલ્લુ માનતો હતો, એમ શી રીતે કહી શકાય ?



## ૭. બંસીધર *

જૂનો હતો વખત, જૂનો હતો દેશ, જૂનાં એનાં ઘર, જૂનાં એનાં માણસ ને જૂના એના રીતરિવાજ. લોકો એને જૂનું જાપાન કહેતા.

રાજાને એક કુંવર. ગોરા ગોરા ગાલ અને કાળી એવી આંખો : તેજસ્વી ને મારકણી. ગાલે ગાલે ખાડા પડે. કાળા વાળ : ગુચ્છાળા; વિશાળ ભાલે ભાત પાડે. જેવાં એનાં રૂપ એવા એના ગુણ. પાસે એક બંસી : કાળી ને રૂપાળી, ચીતરેલી ને કોતરેલી. બંસી એના પ્રાણ : સૂએ તો ય સાથે ને ઊઠે તો ય સાથે. ખાતાં ય સાથે ને પીતાં ય સાથે : રમતાં ય સાથે ને ભમતાં ય સાથે.

બંસી વાગે ને ગામ ગાંડું થાય. રાજા રાજદરબારેથી આવે, મા મેડીએથી આવે ને બંસીધરને ખોળે બેસાડે. દાસીઓ હેલીએથી આવે ને બંસીધરને પગે પડે. શેરીએથી ગોઠિયા આવે ને બંસીધરને તાળી આપે. બહેનદીકરીઓ ઘેરઘેરથી આવે અને બંસીધરનાં દુખણાં લે. વહુવારુ ઘરમાંથી આવે ને બંસીધરને ઝુલાવે.

મીઠો એ કુંવર, મીઠી એની બંસી અને મીઠો એનો સૂર. એક સૂર કાઢે ને ગાયનું ધણ પાછું વળે; બીજો સૂર કાઢે ને પાડાં-વાછડાં પાછળ આવે; ત્રીજો સૂર કાઢે ને નાનાં છોકરાં કૂદાકૂદ કરે.

* 'બંસીધર' જાપાનનો રાજકુંવર હતો. એ બંસી ઘણી સુંદર વગાડતો તેથી એ 'બંસીધર'ના નામથી જ ઓળખાતો.

બંસીધર તો અલગારી. કોઈક વાર સીમમાં જાય ને બંસી છેડે. મોરબપૈયા નાચ કરે; સાપહરણ થંભી જાય; બુલબુલકોયલ ગીત ગાય; નદી, નાળાં, વૃક્ષ, વાયુ હલકી ઊઠે. ન કોઈ હાલે ન કોઈ ચાલે : અડોલ ને અબોલ. બંસીધરની મધુર બંસી; બંસીધરની અદ્ભુત બંસી; બંસીધરની મોહક બંસી; બંસીધરની મનોહર બંસી. બંસીધર તે બંસીધર !

* * *

વરસાદ વરસ્યો નહિ; દાણા થયા નહિ. ઢોરઢાંખર ને લોક સહુ ભૂખે મરે. કોઈને મોઢે નૂર નહિ, કોઈની આંખે તેજ નહિ; હોંશ નહિ કે હોશિયારી નહિ. જ્યાં જુઓ ત્યાં ઝાંખું ઝાંખું.

બંસીધરને ચિંતા પડી. પોતે રાજા છે ને ? ગામેગામ ફરે છે. કંઈક ઉપાય શોધે છે. એક વૃદ્ધ જ મળે છે. પિતાનો એ મિત્ર છે. કહે છે : ' બંસીધર ! એક વાત સાંભળો. મારું કહ્યું માનો. પણ જુઓ, દરિયાપાર એક દેશ છે; વિશાળ છે, રસાળ છે, ધનિક છે, શ્રીમંત છે ને સુખી છે. એની પાસે એક ધંધો છે. એ ધંધો ચીની વાસણનો. એ ધંધો લઈ આવો. પણ જોજો, રાજા એનો ભૂંડો છે. કીમિયો શીખવે એનું માથું જાય; દેશ છોડે એનાં ઘર જાય, બાયડી જાય, છોકરાં જાય, ખેતરે જાય ને પાદરે જાય. કોઈ કારીગરને ત્યાંથી લઈ આવો. પછી સો સો દુકાળ ભલે પડે; દેશને ઊની આંચ નહિ આવે. '

મધરાતે ચાલી નીકળ્યો : એક બંસીધર અને બીજી એની બંસી. એક હોડી ને બીજી ચંદ્રલેખા; એક તરે જળ ઉપર બીજી તરે આકાશે.

ઠંડો પવન લહેરે છે; સરરર હોડી ચાલી જાય છે; મીઠી બંસી વાગે છે. વાણેલાં વાયાં, સૂરજ ઊગ્યો. જળ જાણે સોનેરી : આકાશ જાણે સોને રસ્યું !

'આ કિનારો ક્યાંનો ?' 'ચીન દેશનો.'

'ચીન દેશનો ? ચીની વાસણોનો ?' 'હા.'

લીલું લીલુંછમ. ધાન્યના તો ઢગલે ઢગલા. ઠેકાણે ઠેકાણે નદીનાળાં. ઠેકાણે ઠેકાણે વાવકૂવા; ઠેકાણે ઠેકાણે હોજફુવારા. શો સુંદર કિનારો ! શો સુખી દેશ !

'અરે ભાઈ ! શહેર ક્યાં આવ્યું ?'

'આ રસ્તે ચાલ્યા જાઓ. સીધા, નાક પધોર.'

નાનાં નાનાં ઝાડ, નાની નાની સડકો, નાનાં નાનાં ઘર ને નાનાં નાનાં મંદિરો.

બંસીધર કહે : 'કેવો રૂડો દેશ ! જાપાન બિચારો લૂખો — સૂકો. એક ઝાડ ન મળે. પાણી હોય ત્યારે ના ?'

'ભાઈ ! આ કયું શહેર ?'

'પેકીન.'

'પેકીન કે ? રાજા રહે છે એ કે ?'

'હા. ભાઈ ! એ જ શહેર.'

પેકીન મોટું શહેર છે. સુંદર એની મહેલાતો ને સુંદર એનાં મંદિરો. મોટી એની દુકાનો ને જંગી એનો વેપાર. ભાતભાતનાં રેશમ બને; જાતજાતનાં વાસણ બને. ચીની પ્યાલા, ચીની, રકાબી, ચીની કીટલી ને ચીની ચમચા. ચીની વાસણ કાચ જેવાં. ભાતભાતનાં ચીતરવાળાં; જાતજાતની નકશીવાળાં. ચીની વાસણ તે ચીની વાસણ. બંસીધર કહે : 'આ બનાવતાં કેમ આવડે ! જાપાનને નસીબે આવાં વાસણ ક્યાંથી ? જોઉં છું, શું થાય છે.'

બજાર વચ્ચે બેઠો છે. મધુર બંસી છેડી છે. મધુરી ને મધુર, કાળી ને કામણગારી. ગામ આખું ગાંડું થયું; હલકીને હાલી મળ્યું.

સોની કહે : 'સોનું તો કાલ ઘડાશે. દિવસોના ક્યાં દુકાળ છે? આજ તો બંસી સાંભળવા દે.'

લુહાર કહે : 'મૂકને હથોડો હેઠો. આખો દિવસ ટપટપ. એ તે કોને ગમે? જવા દે બંસી સાંભળવા.'

મજૂર કહે : 'અરે ભાઈ! કામ તો રોજનું થયું. આવી રૂડી બંસી ક્યાંથી? બે દિવસ જાણે નો'તા રળ્યા!

શાળામાંથી છોકરાં ભાગ્યાં; મંદિરેથી સાધુ ભાગ્યા; દુકાનેથી વાણિયા આવ્યા. અમીર આવ્યા, ઉમરાવ આવ્યા. શેઠ આવ્યા, નોકર આવ્યા. ફોજદાર આમથી આવ્યો. કોટવાળ તેમથી આવ્યો; હલકારો ત્યાંથી આવ્યો, કાછિયો પણેથી આવ્યો. મોટાં ને નાનાં, સ્ત્રી અને પુરુષો, જુવાન ને બુઢિયાં; ક્યાંઈ સમાય નહિ; હૈયેહૈયું દળાય. હેકડેઠેઠ જામી. બંસી તો વાગી તે વાગી. એક ગીત, બીજું ગીત, ત્રીજું ગીત; ગીત ઉપર ગીત. ગીતોની રેલ આવી.

'અહાહા, અહાહા! અદ્ભુત! અદ્ભુત!' કોઈ ખાવા યે ઊઠે ત્યારે ના? ના? કોઈ કામે ય જાય ત્યારે ના? કોણ જાણે સૂરજ ઊભો રહ્યો હશે! બધા બેઠા તે બેઠા; ન હલે ન ચલે; ન કોઈ બોલે ન કોઈ ચાલે. એકલી બંસી વાગે ને આખી દુનિયા ડોલે. બપોર થયા પણ બંસી ન થાકી. એક કાનેથી બીજે કાને, બીજે કાનથી ત્રીજે કાન. રાજાને ય ખબર પડી; રાણીને ય ખબર પડી. રાજા કહે : 'બોલાવો એ બંસીધરને. કોણ છે વળી એવો જે ગામ આખાને ગાંડું કરે છે?'

બંસીધર હરખાયો. કહે : 'હાશ, હવે ઠીક થયું! એવી તો બંસી છેડું કે રાજા ખુશી ખુશી થઈ જાય. પછી એને કહીશ કે વાસણ બનાવતાં શીખવો.'

કચેરી ભરાઈ. રાજા આવ્યો, રાણી આવી; અમીર આવ્યા, ઉમરાવ આવ્યા; દાસ આવ્યા, દાસીઓ આવી. રાજા ભૂંડોભૂખ જેવો. રાણી તો જાણે ઇંદ્રના ઘરની અપ્સરા. 'અરે રામ ! ઝગડાની કોટે દહીંથરું !'

રાજા કહે : 'એલા વગાડ તારી બંસી. જોઉં તો ખરો કે કેવી વાગે છે ?'

બંસી વાગી. પહેલું ગીત ગાયું : જાપાનનાં દુઃખ દિલગીરીનું, દુકાળ અને ભૂખમરાનું. સૌની આંખે આંસુ ટપકે. એક રાજાની આંખ કોરીધાકોર. કેમ જાણે પથ્થરનું પૂતળું એહું ! બંસી ફરી વાગી. બીજું ગીત નીકળ્યું. આશા ને ઉત્સાહનું, હેત અને પ્રીતનું. સૌનાં હૈયાં હેલે ચડ્યાં. એક રાજાનું હૈયું હલે કે ન ચલે. કેમ જાણે પથ્થરનું પૂતળું !

રાજા કહે : 'આનું નામ બંસી ? છટ છટ ! આ તો કાણા-વાળું રાડું લાગે છે. આનું નામ સંગીત ? છટ છટ. આના કરતાં તો દેડકાં સારાં.'

અમીર ઉમરાવની સામે, અને દાસી દાસની સામે જોઈ રહ્યાં.

રાણી કહે : 'આને કંઈ અક્કલ છે ?'

રાજા કહે : 'જાઓ, લઈ જાઓ એને પાછો. જો બંસી વગાડવા આવ્યો છે ! પૂરું સૂરનું યે ભાન નથી.'

* * *

હૃદયે ભાર છે; દિલે આગ છે; આંખે આંસુ છે. એક ગામ-ડિયો કહે : 'અરે ભાઈ ! સંગીત સંભળાવને ? જોઈએ તો બેચાર પૈસા લેજે.'

બીજો કહે : 'અરે એ તો રાજાને જ સંભળાવે છે. આપણે તો ગરીબ માણસ. આપણને કંઈ સંભળાવે ?'

બંસીધર કહે : 'ચાલો ભાઈ! આવો. મારે મન તો તમે જ રાજા. જે ગીત સમજે તે રાજા અને જે ન સમજે તે ગદ્ધા.'

બંસીધરે બંસી છેડી. આનંદ અને પ્રેમનાં પૂર આવ્યાં. હરખનાં આંસુ ભર્યાં. સૌ કહે : 'આનાં તે કાંઈ મૂલ હોય ? રાજ આપો તો ય થોડું ને પાટ આપો તો ય થોડું. આપણે ગરીબ માણસ તે શું આપીએ ?'

બંસીધર કહે : 'મારે તો રાજે ન ખપે ને પાટે ન ખપે. એક તમારો હુન્નર ખપે.'

પહેલો કારીગર કહે : 'શીખવું તો ખરો પણ.........'

બીજો કહે : 'એલા મોત આવ્યું જાણજે. ભાળ્યો છે પેલો કાળમુખો રાજા ?'

ત્રીજો કહે : 'જોયો હવે એ અભાગિયો. ચાલોને ભાગી જ જઈએ !'



હોડી ચાલે છે અને બંસી વાગે છે.

ચોથો કહે : 'કેમ ભાઈ! તારી સાથે આવીએ ?'

બંસીધર કહે : 'આવો, ભાઈઓ ! બેસો. આ મારી હોડી છે. બેસો; એમાં જ બેસો.'

હોડી ચાલી છે. બંસી વાગી છે. બંસીધર ડોલે છે. જાપાનનો કાંઠો આવ્યો.

'એ આવ્યો આપણો રાજા !' 'એ આવ્યો આપણો ધણી!' 'એ આવ્યો આપણો બંસીધર !'

ગામડિયો કહે : 'અરે ભાઈ! આ તો રાજા લાગે છે. ક્યાંઈક મારે નહિ.'

બંસીધર કહે : 'બીશો નહિ હો ! તમને બે ગામ આપીશ, બે મોટાં ખેતર આપીશ; બાવીશ રૂડા બળદ આપીશ; બસો સારી ગાયો આપીશ ને બારસો બકરાં આપીશ. સૌ સુખેથી રહો ને વાસ કરો.'

જાપાન આખું સુખી છે. કારીગરોનો પાર નથી. જ્યાં જુઓ ત્યાં ચીની રકાબી, ચીની પ્યાલા, ચીની કીટલી અને ચીની ચમચા !

—ગીજુભાઈ

## — સ્વાધ્યાય —

૧. બંસીધર કોણ હતો ? એને કઈ બાબતમાં ચિંતા થઈ ? એ ક્યાં જવા નીકળ્યો ? શા માટે ?

૨. પેકીન પહોંચીને બંસીધરે શું કર્યું ? બંસી સંભળાતાં પેકીન શહેરમાં શું બન્યું ? રાજાએ બંસી સાંભળી શું કહ્યું ?

૩. ગામડિયાને બંસી સંભળાવી બંસીધરે તેમની પાસે શું માગ્યું ?

૪. કારીગર હુન્નર શીખવવા કેમ તૈયાર નહોતા ? બંસીધરે એ કારીગરોને શું કહ્યું ? જાપાન શી રીતે સુખી થયું ?



## ૮. સંત સખુબાઈ

મહારાષ્ટ્રમાં કૃષ્ણા નદીને કાંઠે વૃક્ષોની ઘટા પાછળ નાનાં નાનાં ગામો આવેલાં છે. એમાં એક કલ્હડ નામના ગામમાં એક બ્રાહ્મણ કુટુંબ રહેતું હતું. કુટુંબમાં ત્રણ જણા : વૃદ્ધ બ્રાહ્મણ, બ્રાહ્મણી અને તેમનો એક પુત્ર. આ કુટુંબના માણસો સ્વભાવના ખરાબ હતા, એવા તો કજિયાખોર કે ગામના લોકો એમનાથી કંટાળી ગયા હતા. કોઈ એમનું સારું બોલે નહિ. આ કુટુંબની આબરૂ ક્યાંથી હોય ? ઓરડો અંધારો હોય તો તે ખાવા ધાય છે અને તેથી કોઈને ગમતો નથી. આ કુટુંબ પણ અંધારા ઓરડા જેવું હતું. બધાને ખાવા ધાય. એમના ઘરમાં દીવાના જેવું કોણ હતું કે અંધારું દૂર કરે ?

આ કુટુંબનું નસીબ પણ એક દિવસ ઊઘડ્યું. સખુબાઈ નામની છોકરી સાથે એ ઘરના છોકરાનાં લગ્ન થયાં. સખુ પવિત્ર હૃદયની સ્ત્રી હતી. બિચારી સીધી, સાદી અને ભોળી હતી. તેનું પવિત્ર હૃદય ઈશ્વરની શ્રદ્ધાથી છલકાઈ જતું હતું. સખુ જ્યારે સાસરે આવી ત્યારે તેણે મનમાં ઘણી ઘણી ઇચ્છાઓ રાખી હતી. હું સાસુસસરાની સેવા કરીશ. ઘરના બીજા માણસોની સેવા કરીશ. ગામની દુઃખી સ્ત્રીઓને પણ બને તેટલી મદદ કરીશ. સખુની આ બધી ઇચ્છાઓ તૂટી પડી. તેની સાસુ તેને ખૂબ દુઃખ દેવા લાગી. તેનો પતિ એવા તો કાચા કાનનો હતો કે પોતાની માની વાત સાંભળીને તે સખુને મારઝૂડ કરતો. આખા ઘરનું કામ કરવાનું સખુને, પણ તેને પેટ ભરાય તેટલું ખાવાનું યે મળતું નહિ. છેક બપોરે કામથી પરવારે ત્યારે જે કંઈ ઢાંકયું હોય તે ખાવાનું. આ ઢાંકેલું પણ કોઈ વાર ભૂખ્યાં કૂતરાં ખાઈ જતાં. કૂતરાંને હાંકે કોણ ? કોઈ વાર સખુ પોતે કોઈ ભૂખી ગાય બારણે આવે તો પોતાનો ભાગ તેને ખવાડી દેતી. સખુને આમ ખૂબ દુઃખ પડવા

લાગ્યું, પણ તે શાંતિથી સહન કરવા લાગી. સખુ તો ભગવાનના ઘરનું માણસ એટલે તે ભગવાનને અરજ કરતી, "હે ભગવાન, તું બધું જુએ છે. આ બધાને સારી બુદ્ધિ આપજે!" આમ ને આમ દુઃખમાં દિવસો વીતવા લાગ્યા.

પંઢરપુરમાં આષાઢ સુદ ૧૧ ને દિવસે એક મોટો મેળો ભરાય છે. આ મેળામાં આખા દેશના જુદા જુદા ભાગમાંથી લોકો યાત્રા કરવા અને મેળો જોવા આવે છે. મોટા મોટા વિદ્વાનો મેળામાં ધર્મનો ઉપદેશ કરે છે. ભજન કરનારી મંડળીઓ ભજનની એવી ધૂન મચાવે છે કે મેળામાં આવેલા લોકોનાં હૈયાં ભક્તિથી રંગાઈ જાય છે. લોકો વેરઝેર ભૂલી જઈને ભાઈભાઈની માફક એકબીજા સાથે વર્તે છે. મેળામાં કારીગરો કેવી સુંદર દુકાનો ગોઠવે છે! એમાં જાતજાતની કારીગરીનું નકશીકામ અને રંગબેરંગી રમકડાં હોય છે. બાળકો તો એ દુકાનોની આજુબાજુ ટોળે વળે છે, અને કંઈ ખરીદે ત્યારે જ જંપે છે. આખા મેળામાં જ્યાં જુઓ ત્યાં આનંદ જ આનંદ — ત્યાં કોને જવાનું મન ન થાય?

આષાઢ મહિનો બેઠો એટલે સખુને આ મેળામાં જવાનું મન થયું. બહુ નાની હતી ત્યારે પોતાના પિતાની સાથે ત્યાં ગયેલી. સાસરે આવ્યા પછી એ મેળામાં ગઈ નહોતી. મેળામાં જવાનું એને ખૂબ મન થઈ આવ્યું. સખુએ સાસુને કહ્યું, "મા, હું પંઢરપુરના મેળામાં જાઉં? ત્યાં મંદિરમાં વિઠોબાનાં દર્શન કરી આવીશ." વાત સાંભળી સાસુ ઊકળી ઊઠી અને સખુને ખૂબ કડવાં વેણ કહી સંભળાવ્યાં. બોલી, "નવલખીની દીકરી ખરીને! મેળામાં જવાની? પૈસાનું ઝાડ ડાટ્યું છે વાડામાં! જાને તોડી લાવને." સખુના પતિએ આ વાત સાંભળી ત્યારે તેણે સખુને ખૂબ મારી. મારતાં મારતાં બોલ્યો, "લે મેળામાં જવાની ને! લેને આજ મેળો!" એમ કહી લાકડીના બે ત્રણ ઝપેટા માર્યા. સખુ રડીને બેસી રહી.

મેળાની આગળ એક દિવસે એ કૂવા પર પાણી ભરવા ગઈ હતી. ત્યાં આગળથી ભજનની ધૂન મચાવતું સાધુસંતોનું એક ટોળું તેણે જોયું. ટોળામાં ભજનમંડળી હતી અને સૌ વિઠોબાનું નામ લેતા હતા. આ જોઈને સખુને પાછી મેળામાં જવાની ઇચ્છા થઈ આવી. પંઢરપુર જઈને વિઠોબાની મૂર્તિને પગે લાગવાની ઇચ્છા તેના હૃદયમાં એટલા જોરથી થઈ આવી કે તેણે ટોળામાં ભળી જઈ પંઢરપુર જવાનો વિચાર કર્યો. પાણીનો ઘડો બીજાને સોંપી તે ટોળામાં ભળી ગઈ અને વિઠોબાનું નામ લેવા લાગી.



સખુના ઘરનાં માણસોને કાને આ વાત જતાં વાર ન લાગી. તેનો પતિ તરત જ દોડ્યો અને ટોળામાંથી સખુને બહાર ખેંચી મારતો મારતો અને ઘસડતો ઘસડતો ઘેર લાવ્યો. ઘરમાં એક ઓરડામાં થાંભલા સાથે તેને દોરડાએ બાંધી. મોટેથી બોલ્યો, "જોઉં હવે તને કયો વિઠોબા છોડાવે છે!" સખુ મનમાં પ્રાર્થના કરવા

લાગી, "હે વિઠોબા, તું મને એક વાર પંઢરપુર બતાવ. મને એક વાર તારે ચરણે પડવા દે."

સખુની પ્રાર્થના વિઠોબાએ સાંભળી. તે સખુના ઘરમાં આવ્યા. તેને છોડી અને પંઢરપુરને રસ્તે મૂકી આવ્યા. પછી તરત જ સખુનું રૂપ લઈને સખુના ઘરમાં દોરડે બંધાઈને ઊભા રહ્યા. છેક સાંજે સખુને તેની સાસુએ છોડી. પણ આ શું ? સખુના મોં પર જરા યે દુઃખ નથી. આટલી મારી તો યે એ તો હસીને બધાનું કામ કરવા લાગી. સખુની સાસુને ક્યાંથી ખબર કે આ તો સખુ નથી વિઠોબા છે. સખુનું રૂપ ધરીને વિઠોબા સખુના ઘરમાં રહ્યા અને ઘરનું બધું કામકાજ કરવા લાગ્યા.



સખુ પંઢરપુરને રસ્તે ચાલતી ચાલતી પંઢરપુર આવી પહોંચી. ત્યાં મેળામાં ખૂબ આનંદથી ફરી. રંગબેરંગી રમકડાં જોયાં, ભાતભાતની મીઠાઈઓ જોઈ. નદીના નિર્મળ પાણીમાં સ્નાન

કરતા ભક્તો જોયા. તેણે એક વૃક્ષ તળે ધર્મની વાતો કરતા એક સાધુ પુરુષને જોયા. સખુ ત્યાં જઈને સાંભળવા લાગી. સાધુએ કહ્યું, "ભગવાન તો ભક્તના પણ દાસ બને છે. આ મંદિરમાં વિઠોબાની મૂર્તિ જોઈ છે? એ કેમ ઈંટ પર ઊભેલી મૂર્તિ બનાવી છે? અગાઉ પુંડરિક નામનો માણસ ભગવાનનો મહાન ભક્ત હતો. તેની ભક્તિથી ભગવાન હમેશાં પ્રસન્ન રહેતા. એક વખત પુંડરિક એનાં ઘરડાં માબાપની સેવા કરતો હતો ત્યારે ભગવાન એના ઓરડામાં આવ્યા અને પુંડરિકને કહ્યું, "પુંડરિક, હું તારી સેવાથી પ્રસન્ન થયો છું. માગ તારે જે જોઈએ તે માગ." પુંડરિક તો માબાપની સેવામાં હતો. એ સેવા પડતી મૂકીને ભગવાનને પણ કેમ મળવા જવાય? એણે એક ઈંટ ઊંચકીને બારણા તરફ ફેંકી અને ભગવાનને કહ્યું, "દેવ, જરા ઊભા રહો. હું માબાપની સેવા પૂરી કરી તમારી પાસે આવું છું." ભગવાન તો ઈંટ પર ઊભા રહ્યા અને ભક્તની રાહ જોવા લાગ્યા. આમ પ્રભુ ઈંટ પર ઊભા રહ્યા તેથી તે વિઠોબા કહેવાયા.

આ વાત સાંભળી સખુની આંખ ભીની બની ગઈ. તે બોલવા લાગી, "વિઠોબા, વિઠોબા, વિઠોબા, વિઠોબા." તરત તે મંદિરમાં ગઈ અને મૂર્તિ તરફ જોયું. વિઠોબા કેવા હસતા હસતા ઊભા છે. કેવી મૂર્તિ! આ જ વિઠોબાએ એને દોરડામાંથી છોડાવી હતી. તેની આંખ વળી ભીની બની. આંખો લૂછી એણે મૂર્તિ સામે વળી જોયું. આ શું? વિઠોબાને શરીરે બાંધેલું દોરડું જેવું દેખાય છે. તેણે ગભરાઈને પાસે ઊભેલી સ્ત્રીને પૂછ્યું, "બહેન, વિઠોબાને શરીરે દોરડું કોણે બાંધ્યું?" પેલી સ્ત્રી નવાઈ પામી બોલી, "તું શું કહે છે? ક્યાં છે દોરડું?" સખુએ વળી મૂર્તિ તરફ જોયું તો સાચેસાચ હવે દોરડું દેખાતું નથી.

થોડા દિવસ સખુ પંઢરપુરમાં રહી. તેનું હૈયું આનંદથી ઊભરાઈ ગયું. તે પાછી પોતાને ઘેર આવવા નીકળી. દૂરથી ઘરનું છાપરું દેખાયું કે તેના દિલમાં આનંદ આનંદ થઈ રહ્યો. તેણે હોંશથી ઘર આગળ આવી બારણું ઠોકયું. તેની સાસુએ બારણું ખોલ્યું. સખુને જોતાં તે તો ચમકી પડી ને બોલી, “ અરે, તું બહાર ક્યારે ગઈ? તું તો ઉપર ઊંઘતી હતી ને?” સખુ બોલી, “ મા, હું ક્યાં ઘરમાં હતી. હું તો પંઢરપુર ગઈ હતી. ત્યાંથી જ આવું છું. મા, વિઠોબાનાં દર્શન કરી આવી.” સાસુ આ સાંભળી ખૂબ નવાઈ પામી અને બોલી, “ આ તું કહે છે શું? હમણાં તો તને ઉપર સૂતેલી જોઈને આવી અને તું કહે છે પંઢરપુર જઈ આવી.”

સખુએ કહ્યું, “ મા, સાચું કહું છું. મેં પંઢરપુરમાં વિઠોબાનાં દર્શન કર્યાં છે. મા, વિઠોબાના શરીરે મેં એક વાર દોરડું બાંધેલું જોયું.” સાસુ ચમકી પડી અને બોલી, “ વિઠોબાને શરીરે દોરડું? સખુ, ત્યારે આ ઘરમાં તારી જગાએ વિઠોબા જ રહ્યા હશે. અરેરે! મેં વિઠોબા પાસે કામ કરાવ્યું!” આટલું બોલી સાસુ મોટેથી રડવા લાગી. સખુએ તેને શાંત પાડી અને મેળાની બધી વાત કહી.

થોડી વારમાં ગામના લોકો ભેગા થઈ ગયા. સખુની વાત સાંભળી બધા તેનાં વખાણ કરવા લાગ્યા. બધા કહેવા લાગ્યા, “ સખુ તો સંત સખુબાઈ બની. વિઠોબાનાં સાચાં દર્શન કર્યાં.” આ સાંભળીને સખુની સાસુ બોલી, “ સખુ તો મારા ઘરનો દીવો છે.”

આ જ સખુ સંત સખુબાઈને નામે પ્રસિદ્ધ બની ગઈ.

—ઇન્દ્રજિત મોગલ

— સ્વાધ્યાય —

૧ સખુની કઈ કઈ ઇચ્છાઓ પૂરી ન થઈ શકી ? કેમ ? સખુને પડતાં દુઃખો તે શી રીતે સહન કરી શકી ?

૨. પોતાને પંઢરપુરની યાત્રાએ જવું છે એમ ઘરમાં કહેતાં એના પર શું શું વીત્યું ? એ પંઢરપુર શી રીતે જઈ શકી ?

૩. પંઢરપુરના મંદિરમાંની મૂર્તિનું નામ વિઠોબા શી રીતે પડ્યું ?

૪. સખુ પંઢરપુરથી ઘેર આવી ત્યારે તેને જોતાં તેની સાસુ કેમ નવાઈ પામી ?

૫ સખુને 'સંત સખુબાઈ' નું નામ કેમ મળ્યું ?



# ૯. પચરંગી પોપટ

કેશુ એના નાનપણમાં વારેઘડીએ માંદો પડતો. એને અપસ્મારની વ્યથા હતી. જરાક ચિડાય તો એ બેભાન થઈ જાય, અને એના મોંમાંથી એકદમ ફીણ આવે. તેથી એની તબિયત સાથે એનો મિજાજ પણ સાચવવો પડતો. આ સ્થિતિને લીધે એના સ્વભાવમાં પણ ભારે ફેર પડ્યો. એ જે માગે તે એને મળવું જ જોઈએ. એની સામું કોઈ બોલી ન શકે. એના કોડ હમેશાં પૂરા થાય, છતાં એ અસંતુષ્ટ જ રહે. જેમ એને લાડ લડાવવામાં આવે તેમ તેની અપેક્ષા વધતી જાય.

ગોંદુ કેશુ કરતાં નાનો. કેશુના મંદવાડને લીધે ગોંદુ તરફ કંઈક દુર્લક્ષ થયેલું. અને ગોંદુના દુર્ભાગ્યે દોઢ જ વરસ પછી હું જન્મ્યો. એટલે સ્વાભાવિક રીતે મારા તરફ બધાની લાગણી વળી. કેશુ માંદો ને દત્તુ નાનો. બે જણ વચ્ચે ગોંદુને બહુ જ સાંકડું સ્થાન રહ્યું.

એક વખત પિતાશ્રી કેશુને સાથે લઈને ગોવા ગયા હતા. ગોવા પર પોર્ટુગીઝ રાજ્ય છે. ત્યાંથી પાછા આવતાં કેશુએ એક પચરંગી પોપટ જોયો. એણે રઢ લીધી કે મારે એ પોપટ જોઈએ જ. આક્કાએ ઘરમાંથી પોપટ કાઢ્યો હતો. ત્યાર પછી ઘરમાં પોપટ આણવાની કોઈની ઇચ્છા થતી ન હતી. વિષ્ણુ જો પોપટ માગત તો કોઈ એને અપાવત નહિ. પણ વાત કેશુની હતી. પિતાશ્રીએ પોપટ ખરીદ્યો. ગોવાની હદમાંથી પોપટ બહાર જાય તો એના પર કર આપવો પડે. (સ્વતંત્ર પોપટ પર કર નહિ, પણ બંદી પોપટ પર ખરો.) પોપટનું રેલવેભાડું પણ લગભગ માણસ જેટલું હોય છે.

પોપટ ઘેર આવ્યો. કેશુ આખો દિવસ પોપટને લઈને રમે અને એની જ વાતો સાંભળે. પોપટની ડોક ઉપર કાળી લીટીનો કાંઠલો હતો. અમે એને કંઠી કહેતા. એ કંઠીને લીધે પોપટ કેટલો દીપી ઊઠતો! કેશુએ એને 'વિઠુ વિઠુ' બોલતાં શીખવ્યું હતું. એને ખવડાવવા–પીવડાવવાનું કામ મને સોંપવામાં આવેલું. રોજ બજારમાં જઈને એને માટે હું કેળાં લઈ આવું. એને લીલાં મરચાં ખવડાવું. લીલાં મરચાં એટલે પોપટની ઉજાણી. ચાંચમાં મરચું પકડી પોપટ જ્યારે જીભ વડે એનો સ્વાદ લેતો ત્યારે એ જોવાની ખાસ મજા પડતી. કુંવારના કકડા એને બહુ જ ભાવે. એટલે એના ખાખરા પણ કાઢી કાઢીને આપવાનું મારું કામ. સવારસાંજ પાંજરું ધોવાનું હોય. એની પાણીની વાટકી તો હમેશાં ભરેલી રહે. સૂતી વખતે રોજ ચણાની દાળ પાણીમાં પલાળી રાખું અને પોહ ફાટતાં જ પોપટને નાસ્તામાં આપું. પાંજરામાં મારી આંગળી ઘાલું એટલે પોપટ ચાંચમાં એ પકડે પણ કરડે નહિ. ગોંદુની એટલી હિંમત ન ચાલે. એક દિવસ

પોપટની પૂંછડી પાંજરા બહાર આવેલી. ગોંદુને એ લાગ મળ્યો. પીછું પકડી જોરથી ખેંચ્યું. પોપટે બૂમાબૂમ કરી મૂકી. અમે બધાં દોડી ગયાં. કેશુએ રીસમાં ગોંદુની ચોટલી પકડી અને એવી તો જોરથી ખેંચી કે ગોંદુને પોપટનું અનુકરણ કરવું પડ્યું.

પોપટની સેવા મારે કરવી પડતી, પણ પોપટ તો કેશુનો જ ગણાતો. મારે નામે હુમેશાં એક બિલાડી તો હોય જ. ગોંદુને થયું કે આપણું એક જાનવર હોય તો ઠીક. નારાયણ મામાને ત્યાં એક કૂતરી હતી. એનું નામ હતું ટોમી. ‘ ટોમી ’ શબ્દ ઈકારાન્ત રહ્યો, એટલે મામાને લાગ્યું કે એની નારી જાતિ હશે! મામાને અંગ્રેજી તો આટલું આવડતું. પણ કૂતરાંનું નામ અંગ્રેજી રાખીએ તો જ કેળવાયેલા ગણાઈએ ને? ગોંદુ ટોમીને લઈ આવ્યો અને માને કહે, ‘ ટોમી માટે કંઈક ખાવાનું આપ. ’ માએ કહ્યું, ‘ દગડીમાં છાશ છે તે કૂતરીને ખવડાવ. ’ ગોંદુએ આખું વાસણ કૂતરી આગળ મૂકી દીધું! એમાં માખણનો ગોળો તરતો રાખેલો, તે પણ ટોમી ગળી ગઈ. ભાભીએ આ જોયું અને ઘરમાં બધાંને કહી દીધું. માખણ ગયું અને પથરાનું વાસણ પણ કૂતરીએ બોટ્યું. બધાએ ગોંદુની ઝાટકણી કાઢી. દગડી એ ખાસ પથરાનું વાસણ હોય છે. એમાં દાળ પણ રંધાય. ચૂલા પરથી નીચે ઉતારીએ તો યે પંદર-વીસ મિનિટ સુધી એમાં દાળ ઊકળ્યા જ કરે. આવું સરસ વાસણ હવે તો ફેંકી દેવું રહ્યું. ગમે તેમ પણ ટોમી ગોંદુ પર ખૂબ રાજી થઈ.

રાતના આઠ વાગ્યાનો સમય હશે. દીવાનખાનામાં કોઈ હતું નહિ. મોટેરાં બધાં બહાર ફરવા ગયાં હતાં. સ્ત્રીવર્ગ રસોઈ કરવામાં રોકાયો હતો. ભાભી રસોડામાં થાળીવાટકા ગોઠવતી હતી. ટોમી આવવાજવાના રસ્તા પર સૂતી હતી અને હું મોટાભાઈ

ઘરમાં નહોતા એનો લાભ લઈ એમની ઓરડીમાંથી 'મોચનગઢ' નામની નવલકથા લઈ વાંચતો હતો. નવલકથાનો નાયક – એનું નામ ગણુપતરાવ હશે – એક કિલ્લામાં બંદીવાન થઈને પડ્યો હતો. છૂટી જવાનો બીજો રસ્તો નહિ મળવાથી નેતરની પાંસળીવાળી એક મોટી છત્રી હાથમાં લઈ, એને આધારે કિલ્લા પરથી ભૂસકો મારવા જતો હતો. મારું ચિત્ત સમભાવથી એકાગ્ર થયું હતું. શ્વાસ રૂંધાઈ ગયો હતો. એટલામાં પાંજરામાંથી પોપટે ચીસ પાડી.



રાત પડે એટલે તો પોપટ સૂઈ જાય. એની ચીસ સાંભળી મને નવાઈ લાગી. નવલકથાની ઉત્તેજના તો હતી જ. એટલે ચોંકીને મેં પાંજરા તરફ જોયું તો કેવું ભીષણ દૃશ્ય! બારણા ઉપરથી ખીંટી ઉપર છત સાથે ટીંગાડેલા પાંજરા ઉપર ભૂસકો મારી બિલાડી પોપટનું વાળુ કરવાની તૈયારીમાં હતી! હું વીરની પેઠે દોડ્યો. હાથની એક ઝાપટથી બિલાડીને નીચે પાડી. કોણ જાણે તે દિવસે કેવું મુહૂર્ત હશે. બિલાડી જે પડી તે ટોમી ઉપર. સૂતેલી ટોમીને શું થયું એની ખબર ન પડી. એ ઘરની જ બિલાડી છે એ ઓળખવા જેટલું ટોમીને ભાન ન રહ્યું. એણે તો બિલાડીને

પોતાનો પંજો ચખાડ્યો. મેં જો ટૉમીને લાત મારી ન હોત તો તે દિવસે મારી બિલાડી મરી જ ગઈ હોત, કેમકે ટૉમીએ બિલાડીની ગરદન લગભગ દાંતમાં પકડી હતી. એક ક્ષણમાં પોપટ–ઘાતકી બિલાડી પ્રત્યેનો મારો રોષ દયામાં પરિણમ્યો; પોપટને બદલે બિલાડી દયાને પાત્ર થઈ અને તેની પરનો રોષ કૂદીને ટૉમી પર સવાર થયો. મેં ટૉમીને બે લાતો મારી.

એ જ વખતે ગોંદુ બહારથી ઘરમાં આવ્યો. એને અહીંના વૃત્તાંતની શી ખબર? એણે તો મને ટૉમીને લાત મારતો જોયો. પછી તો પૂછવું જ શું? ‘મારી કૂતરીને કેમ મારે છે?’ એમ કહી એણે તો મને બે તમાચા માર્યા. મુહૂર્તની અસર એટલેથી જ પૂરી થવાની ન હતી. એટલે બરાબર એ જ ક્ષણે કેશુ બજારમાંથી આવ્યો. કેશુનો હું માનીતો હતો, એટલે એણે મારું ઉપરાણું લીધું. શું ચાલે છે એ પૂછવાની પ્રસ્તાવના તરીકે એણે ગોંદુને બે લગાવી દીધી. અમારો કોલાહલ સાંભળી બધાં ભેગાં થયાં. પરિસ્થિતિના પ્રમાણમાં ત્યાં સર્વજ્ઞ તો હું જ હતો, એટલે મારો જ મિજાજ ઠેકાણે હતો. ખાધેલા તમાચા ભૂલી જઈ મેં હસતાં હસતાં આખું પ્રકરણ વિગતવાર બધાંને કહી દીધું, અને બધાં આશ્ચર્યમગ્ન હતાં એનો લાભ લઈ ચૂપચાપ ‘મોચનગઢ’ની નવલકથા ભાઈની ઓરડીમાં મૂકી આવ્યો.

—કાકા કાલેલકર

— સ્વાધ્યાય —

૧. કેશુએ ગોંદુની ચોટલી શા માટે ખેંચી? ગોંદુ ટૉમીને ક્યાંથી લઈ આવ્યો? શા માટે?
૨. પોપટે શા માટે ચીસ પાડી? કાકાસાહેબે કયું ભીષણ દૃશ્ય જોયું? તેમણે પોપટને બચાવવા શું કર્યું?

૩. ટૉમીને શા માટે લાત મારવામાં આવી? ગોંદુએ કાકાસાહેબને શા માટે માર્યા? કેશુએ ગોંદુને શા માટે માર્યો?
૪. આ સૌમાં કોણ મારને યોગ્ય હતું? શા માટે?
૫. કાકાસાહેબમાં ન્યાયની ભાવના અને દયાભાવ રહેલાં છે એમ કયા પ્રસંગ પરથી માલૂમ પડે છે? તે વર્ણવો.



## ૧૦. યક્ષ–યુધિષ્ઠિર

એક વાર પાંડવો વનવાસ ભોગવતા એક ઉજ્જડ અરણ્યમાં જઈ ચડ્યા. આગળ ભીમ અને સહદેવ, વચ્ચે મહારાજ યુધિષ્ઠિર અને દ્રૌપદી, અને પાછળ અર્જુન અને નકુળ. સવારથી નીકળેલાં તે બપોર થયા ત્યાં તો થાકીને લોથ થઈ ગયાં! અને તડકો તો કહે મારું કામ!

'હવે મારાથી એક ડગલું પણ નહિ દેવાય. મારો કંઠ સુકાય છે; મને પાણી આપો.' આટલું બોલતી દ્રૌપદી વડલાના ઝાડ નીચે બેસી ગઈ.

'ભાઈ ભીમ! ભાઈ અર્જુન! આપણે અહીં જ રોકાઈ જાઓ ને પાણીની તપાસ કરો. મને પણ ખૂબ તરસ લાગી છે.' યુધિષ્ઠિરે કહ્યું.

'મોટાભાઈ! આટલામાં પાણી દેખાતું નથી; આ એકલિયા વડલા સિવાય એક પણ ઝાડ અહીં નથી; નજીકમાં કયાંઈ લીલું દેખાતું નથી. પંખીઓનો કલ્લોલ પણ કાને પડતો નથી. આમ તો પાણી દૂર હોય એમ લાગે છે.' અર્જુન બોલ્યો.

'દૂર હોય તો દૂર, ને નજીક હોય તો નજીક. મારી જીભ તાળવે ચોંટવા લાગી છે. પાણી, પાણી!' દ્રૌપદી વિહ્વળ બની.

'સહદેવ! આમાં તારું કામ છે. તું આ વડલા પર ચડીને જો. કયાંઈ પાણી દેખાય છે? ચાલ, તાકીદ કર.' મોટાભાઈએ આજ્ઞા કરી.

સહદેવ તો વડલા ઉપર ચડ્યો અને દૂર લીલાંછમ ઝાડો જોયાં એટલે બોલ્યો: 'હા, પણે પાણી છે. લાવો હું લઈ આવું.'

'ભાઈ! જલદી આવજો હો.' નકુળથી ન રહેવાયું.

સહદેવ ઉપડ્યો. ચાલતાં ચાલતાં એક મોટું સરોવર આવ્યું. પાળે મોટાં મોટાં ઘેરાવદાર વૃક્ષો, કલ્લોલ કરતાં અને ડાળીઓ પર હીંચકા ખાતાં અસંખ્ય પંખીઓ, પોતાના ઉદરમાં આખા યે આકાશને સ્પષ્ટ દેખાડતું જળભર્યું સરોવર, અને જળ ઉપર ઉલ્લાસથી તરતાં બતકો!

સહદેવ પાળ ઉપર થઈને પાણીની નજીક આવ્યો ને પાણીમાં હાથ નાખવા જાય છે તેવો જ એક અવાજ આવ્યો: 'સબૂર, સબૂર, !'

'અરે, આ કોણ બોલે છે? અહીં આસપાસ કોઈ મનુષ્ય તો દેખાતું નથી!'

ઘડી પછી ફરી વાર સહદેવે હાથ લંબાવ્યા અને ફરીથી અવાજ આવ્યો: 'સબૂર! સબૂર!'

સહદેવે ફરી એ તરફ નજર નાખી. 'આ તો ખરેખર મારી ભ્રમણા જ છે. અહીં બીજું કોઈ નથી. મારો જ જીવ ઝખ મારે છે. લાવ, જલદી પાણી પીને ભાઈઓ માટે પાણી લઈ જાઉં!'

ફરી હાથ લંબાવ્યો ને ફરી સાંભળ્યું: 'સબૂર, સબૂર! હું આ સરોવરનો માલેક છું. આ સરોવર માટે મેં એવો નિયમ કર્યો છે કે જે મારા પ્રશ્નોના ઉત્તર આપે તે જ એનું પાણી પીએ.'

'માલેક? માલેક? તું આ સરોવરનો માલેક? તને ખબર નથી કે આજે તો આ માદ્રીનો પુત્ર પાણી પીવા આવ્યો છે. આજે તેને પ્રશ્નોત્તરની ફુરસદ નથી; તેને તો પાણીનું કામ છે!'

સહદેવે હાથ લંબાવી પાણી પીવા માંડ્યું. અને પીધું ન પીધું ત્યાં તો સરોવરના કાંઠા પર લાંબો થઈને તે ઢળી પડ્યો!

અહીં યુધિષ્ઠિરને ચિંતા થઈ પડી: 'વખત ઘણો થઈ ગયો, છતાંયે સહદેવ પાણી લઈને કાં ન આવ્યો? ભાઈ નકુળ! તું સામો જા તો. જોજે, તું પણ પાછો રોકાઈ ન જતો.'

નકુળ ઊપડ્યો ને સરોવરને કાંઠે આવી પહોંચ્યો. કાંઠે સહદેવનું શરીર ઢળેલું જોઈ ચિંતામાં પડ્યો. પણ ચિંતા માટે વખત જ ક્યાં હતો? તેને પોતાને જ ખૂબ તરસ લાગી હતી, એટલે લાગલો જ તે પાણીમાં ઊતર્યો ને પીવા જાય છે ત્યાં તો કોઈ બોલ્યું: 'સબૂર, સબૂર! આ કોણ બોલે છે?'

'ભાઈ! સબૂર! મારા પ્રશ્નોના જવાબ આપ્યા પછી જ આ સરોવરનું પાણી પિવાય છે.'

દરમિયાન નકુળે તો પાણી પીવા માંડ્યું અને પીધું તેવો જ ઢળી પડ્યો.

યુધિષ્ઠિર મહારાજ મૂંઝાયા. 'નકુળ પણ ન આવ્યો? અર્જુન! હવે તો તારા વિના કામ નહિ થાય.'

અર્જુન ઊપડ્યો. સરોવરને કાંઠે પહોંચ્યો. પાણી નજીક આવ્યો અને પાણી લેવા જાય છે ત્યાં કોઈ બોલ્યું: 'સબૂર, સબૂર!'

'કોણ છે?' ચારે તરફ નજર નાખી તો થોડે દૂર નકુળ, સહદેવનાં શરીર પડેલાં દીઠાં.

ફરી પાણી પીવા હાથ લંબાવ્યા ને વળી સાંભળ્યું: 'સબૂર, સબૂર!'

અર્જુનથી ન રહેવાયું. 'અરે સબૂર સબૂરવાળા! તું મારી નજરે તો પડ એટલે તારી સિકલ જોઉં? પછી તને દેખાડું કે તું કોને સબૂર સબૂર કહી શકે છે! આ મારાં બાણુ જોયાં છે? મને પાણી પી લેવા દે. પછી આ મારા ભાઈઓને માટે હું તારી જડતી લઈશ.'

અર્જુન પાણી પીવા જતો હતો ત્યાં વળી અવાજ થયો: 'સબૂર, સબૂર!'

અર્જુનને ગુસ્સો ચડ્યો અને પોતાનાં શબ્દવેધી બાણુ ચારે તરફ વરસાવવા લાગ્યો. પણ ત્યાં તો કોઈ ખડખડ હસીને બોલ્યું: 'અલ્યા અર્જુન! ફોગટ મહેનત શા માટે કરે છે? તારાં બાણુ મને સ્પર્શ કરી શકે તેમ નથી. મારા પ્રશ્નનો ઉત્તર આપ અને પછી પાણી પી. નહિતર આ તારા ભાઈઓ અહીં સૂતા છે એમ જ તારે પણ સૂવું પડશે!'

પણ અર્જુન તે કોઈને ગાંઠે? એ તો દ્રોણુનો પટ્ટશિષ્ય! અર્જુને પાણી લીધું અને કોગળો ભરે છે ત્યાં તો તે પણ ઢળી પડ્યો.

આખરે ભીમ આવ્યો. તેની પણ એ જ દશા.

'દ્રૌપદી! આ ચારે જણામાંથી કોઈ પાણી લઈને પાછો ફરતો નથી એટલે આપણી ચિંતાનો પાર રહેતો નથી. હવે મને જવા દો. તમે જરા રાહ જોશો ત્યાં તો હું બધાને તેડીને પાણી લઈને ચાલ્યો આવીશ.

ધર્મરાજ યુધિષ્ઠિર પાણી લેવા ચાલ્યા. તેમના મનમાં અનેક તર્કવીતર્કો થતા હતા. તેમની ડાબી આંખ ફરકવા લાગી, તેમના પગ ભાંગવા લાગ્યા, તેમનું હૈયું થડકવા લાગ્યું. સરોવરને

કાંઠે આવીને જુએ છે તો ચારે ભાઈઓ ચત્તાપાટ પડેલા ! એ દેખાવથી જ તેમનું જ કાળજું ફાટી ગયું : ' હાય ! આ શું દેખું છું ?'

ઘડી પછી તેમના જીવને કળ વળી ત્યારે પોતાના ચારે ભાઈઓને આમ થવાનું કારણ વિચારવા લાગ્યા, પણ કાંઈ હાથ લાગ્યું નહિ. તર્કમાં ને તર્કમાં યુધિષ્ઠર પાણી પીવા ઊતર્યા ત્યાં આકાશવાણી થઈ: ' હે ધર્મરાજ યુધિષ્ઠર ! મેં તારા ભાઈઓને મારી નાખ્યા છે; હું આ સરોવરનો યક્ષ છું. મેં તારા ભાઈઓને ચોખ્ખું જણાવી દીધું હતું કે તમે મારા પ્રશ્નોના જવાબ આપ્યા પછી પાણી પી શકો છો. પણ તેમણે મને ગણકાર્યો નથી તેથી તેમની આ વલે થઈ છે. તું પણ મારા પ્રશ્નોના જવાબ દીધા સિવાય પાણી પીશ તો તારી પણ એ જ દશા થઈ સમજજે. "



યક્ષ અને યુધિષ્ઠર

યુધિષ્ઠિર સ્થિર થયા અને શાંતિથી બોલ્યા : 'હે યક્ષ ! હું સત્ય અને અસ્તેયનો ઉપાસક છું. પારકાની વસ્તુ તેની સ્પષ્ઠ પરવાનગી વિના લેવી તે એક જાતની ચોરી છે. હું એવી ચોરી કરું તો પછી મને સજા કરવાનો તમને અધિકાર છે.'

યક્ષે કહ્યું : 'તો તું મારા પ્રશ્નોના જવાબ આપ.'

યુધિષ્ઠિર બોલ્યા : 'તમારા પ્રશ્નોના જવાબો હું યથાર્થ આપી શકીશ કે કેમ તે હું જાણતો નથી. પણ મને સૂઝશે તેવા જવાબ આપીશ જ. પછી પાણી પીવા દેવું ન દેવું એ તમારી મુનસફીની વાત છે.'

ત્યાર પછી તો યક્ષે યુધિષ્ઠિર મહારાજને કેટલા યે પ્રશ્નો પૂછયા અને યુધિષ્ઠિર મહારાજે તેના સુંદર જવાબો આપ્યા. યુધિષ્ઠિરનાં ધર્મબુદ્ધિ, અનુભવ અને વાણીથી યક્ષ પ્રસન્ન થયો અને બોલી ઊઠ્યો : 'યુધિષ્ઠિર ! તારા જવાબોથી હું પ્રસન્ન થયો છું, એટલે તારા આ ચારે ભાઈઓમાંથી તું કહે તો એકને હું જીવતો કરીશ.'

યુધિષ્ઠિરે તરત જ કહ્યું : 'ભલે મહારાજ ! તો આ નકુળને જીવતો કરો.'

યક્ષ બોલ્યો : 'યુધિષ્ઠિર ! તારી માગણી મને બેહૂદી લાગે છે. આ ભીમ અહીં સૂતો છે તેના બળ ઉપર તો તમે વનવાસમાં ટકી રહ્યા છો. અર્જુનના પરાક્રમ ઉપર તો વનવાસને અંતે તમારી બધી આશા સફળ થવાની છે. એ બંનેને મૂએલા રાખીને આ નકુળને જીવતો કરાવનાર તું મૂર્ખ નહિ તો બીજું શું ? ફરીથી વિચાર કર; હું તને ફરીથી વિચાર કરવાની તક આપું છું.'

યુધિષ્ઠિર જરા ટટ્ટાર થયા અને બોલ્યા : 'મહાત્મન્ ! મેં માગ્યું છે તે યથાર્થ જ છે. મારા પિતા પાંડુને બે પત્નીઓ : કુંતી

અને માદ્રી. એ બંનેના વંશો સચવાય એવી મારી ઇચ્છા. કુંતીના પુત્રોમાંથી હું એક જીવતો છું ત્યારે મારી માતા માદ્રીનો એક પુત્ર તો જીવતો જોઈએ ને? મારે મન આ ચારે સરખા છે, પણ ચારમાંથી એકને જ જીવતા થવાનો સવાલ હોય તો મારી સાથે માદ્રીપુત્ર નકુળ જીવતો રહેવો જોઈએ.'

યક્ષ તો ખુશખુશ થઈ ગયો અને બોલી ઊઠ્યો: 'હે રાજા! તું ધર્મનું તત્ત્વ બરાબર જાણે છે; અને જે જાણે છે તે આચરણમાં મૂકે છે, એટલે હું તારા પર વધારે પ્રસન્ન છું. તારા બધા ભાઈઓ જીવતા થાઓ.' આ શબ્દો યક્ષના મોઢામાંથી નીકળ્યા ન નીકળ્યા ત્યાં તો ચારે પાંડવો આળસ મરડીને બેઠા થયા, અને એકબીજાના મોં સામું જોવા લાગ્યા.

મૃત્યુના મોંમાંથી પાછા આવેલા પોતાના ભાઈઓને દેખીને યુધિષ્ઠિરનું હૈયું હરખાયું. પણ તેમના મનમાં એક ગૂંચ હતી: 'આ યક્ષ તે કોણ હશે?'

'ચાલોને, એ યક્ષને જ વિનીતભાવે પૂછીએ કે આપ કોણ છો?' બધાએ કહ્યું.

યુધિષ્ઠરે પૂછ્યું: 'હે યક્ષ! આપ કોણ છો તે કૃપા કરી જણાવો.'

જવાબ આપ્યો: 'બેટા યુધિષ્ઠિર! હું તારો પિતા 'ધર્મ' છું. તું નિરંતર મારું સ્મરણ રાખ અને કદાપિ મને ભૂલીશ નહિ. એટલા માટે હું અહીં આવ્યો છું. શુદ્ધ નામ, સત્ય, દમ, પવિત્રતા, સરલતા, ઈશ્વરનો ડર, હિંમત, દાન, તપ અને બ્રહ્મચર્ય એ દશ મારાં અંગો છે એ કદાપિ ભૂલતો નહિ.'

આટલું કહી યક્ષે પાંડવોને વિદાય આપી.

—નાનાભાઈ ભટ્ટ

— સ્વાધ્યાય —

૧. સહદેવ સરોવરમાં પાણી પીતાં પીતાં કેમ અટકી ગયો? એણે પાણી પીવાની કઈ શરત સાંભળી? એ કિનારા પર બેશુદ્ધ થઈ ઢળી પડ્યો તેનું શું કારણ?
૨. ચારે ભાઈઓ પાછા ન આવ્યા એટલે યુધિષ્ઠિરે શું કર્યું? એમને યક્ષે શું કહ્યું? એમણે શો જવાબ આપ્યો?
૩. યુધિષ્ઠિરે વરદાનમાં નકુળને જીવતો કરવાનું શા માટે માગ્યું?
૪. યક્ષ કોણ હતા? એની પૂજા કરવી હોય તો આપણે જીવનમાં કઈ વસ્તુઓ ધ્યાનમાં રાખવી જોઈએ?
૫. યુધિષ્ઠિર અને યક્ષનો સંવાદ તમારા શબ્દોમાં લખો.



# ૧૧. કવિ

રામપુરનો રાજા બહુ પ્રતાપી, ગુણવાનની કદર કરનારો અને પ્રજાવત્સલ હતો. એના દરબારમાં એક વખત એક કવિ આવ્યો. એ કવિની જીભે સરસ્વતી વસી હતી. એનું દરેક ગીત એના હૈયામાં ઊગતું અને ત્યાંથી લાગણીના જુસ્સા સહિત બહાર પડતું. વસંતઋતુ હતી અને આ કવિએ દરબારમાં એવું તો મધુર ગીત ગાયું કે રાજા એના પર ખુશ થઈ ગયા. રાજાએ આખા નગરને આમંત્રી તેનું જાહેર સન્માન કર્યું. પછી તો કવિને રાજા અવાર-નવાર બોલાવે અને તેનાં ગીતો સાંભળી આનંદ પામે.

એક દિવસ પ્રભાતે રામપુર રણશિંગાના નાદે ગાજી ઊઠ્યું. રાજાનો હુકમ થયો, "દુશ્મનના પ્રદેશ પર હલ્લો લઈ ચાલો." ક્ષત્રિયોએ શસ્ત્રો ધારણ કર્યાં અને વૃદ્ધ માતાપિતાની આશિષ લઈ તેઓ રણમેદાનમાં કૂચ કરી ગયા. યુદ્ધ ભયંકર થયું. શત્રુનો પ્રદેશ ખેદાનમેદાન કરી, બે હજાર સૈનિકો અને તેમના સેનાપતિને

કેદ પકડી રાજા પોતાને આંગણે વિજયની ખુમારી સાથે પાછા આવ્યા. તેમનો આનંદ માતો નથી તો યે મનમાં એક વસ્તુ ખટકયા કરે છે; કારણ કે શત્રુ રાજાના હાથમાં આવ્યો નહોતો.

રાજ્યને ખૂણે આનંદ આનંદ થઈ રહ્યો છે. રાજાનો હુકમ છે કે પ્રજાજનોએ વિજયનો ઉત્સવ ઊજવવો. બધા ઉત્સવના આનંદમાં ડૂબી જાણે ગાંડા બન્યા છે! એકલો કવિ ભારે વિચારમાં ડૂબી ગયો છે. એના નેત્રોમાં નથી આનંદ, નથી શોક! આ તે કેવી સ્થિતિ!

સાંજે દરબાર ભરાયો. પ્રજા ત્યાં ઊલટી પડી. હારબંધ બંદીવાન સૈનિકો ઊભા છે – જાણે પાંખ કપાઈ ગઈ હોય તેવાં પંખીઓ. એ બધાની આગળ લોખંડની જંજીરોમાં દુશ્મન સેનાપતિ ઊભો છે. છે તો બંદીવાન પણ એના મોં પર ગૌરવ છે. પાંજરામાં પંખી પુરાયું હોય અને તે પાંજરું તોડી સ્વતંત્ર થવા પાંખ ફફડાવ્યા કરે તેના જેવો સેનાપતિ દેખાય છે. સૌની આંખ તેની ઉપર છે.

છડીદારે નેકી પોકારી એટલે બધી આંખો ભપકાદાર વસ્ત્રોમાં સજ્જ થઈને દરબારમાં આવતા પોતાના રાજા તરફ ફરી. એના મોં પર વિજયની ખુમારી હતી અને એની આંખો હારેલા સેનાપતિ અને સૈનિકો તરફ ભારે તિરસ્કાર વરસાવી રહી હતી.

રાજા સિંહાસન પર બેઠા અને કેદી સેનાપતિને પૂછયું, "તમારો રાજા છેવટે નાસી ગયો! કેવો કાયર! તમે એને લાવી આપો અને મારી સત્તા સ્વીકારો. આ મારી આજ્ઞા છે. જો એમ નહિ કરશો તો તમને હાથીને પગે છૂંદાવવામાં આવશે." આખી સભા સ્તબ્ધ બની ગઈ.

સેનાપતિએ ધીમાં પણ મક્કમ વચનોમાં કહ્યું, "મારાથી એ નહિ બને. મારાં માતાપિતા મને જીવતાં અને મરતાં એટલું તો શીખવી ગયાં છે કે બેટા, ભલે જાન જાય, પણ ધર્મ ન જાય. મારા મહારાજને વફાદાર રહેવું એ મારો ધર્મ છે. શું મારે હાથે હું મારા રાજાનો વધ કરાવું ?" આખી સભા આ સાંભળી વધારે સ્તબ્ધ બની ગઈ. કેવો શૂરવીર સેનાપતિ!

રાજાનો ક્રોધ માયો નહિ. તેણે પોતાના મંત્રીને આજ્ઞા કરી. "આ ઊભેલા સૈનિકોનો વધ કરાવો. વિજયી રાજાનું અપમાન કરવાનું શું ફળ આવે છે તેનું એમને ભાન કરાવો." હજારો સૈનિકોનો વધ! ઘણાનાં દિલ હાલી ઊઠ્યાં, પણ રાજાની આજ્ઞાનો વિરોધ કોણ કરી શકે? ક્ષણભર બધે શાંતિ પ્રસરી રહી. એટલામાં એક ખૂણામાં ઊભેલા કવિના મોંમાંથી નિસાસો નીકળી પડ્યો. શાંતિ એટલી હતી કે આ નિસાસો સૌ કોઈએ સાંભળ્યો. રાજાની નજર કવિ પર પડતાં તેમણે તેને ઉમળકાથી બોલાવ્યો.

રાજાએ કહ્યું, "કવિરાજ, આજે વિજયના ઉત્સવ દિને તમારી શૌર્ય પ્રેરનારી વાણી અમને સંભળાવો." કવિના હૈયામાંથી ગીત ન ઝર્યું, પણ આંખ વાટે આંસુ ઝરી રહ્યાં! રાજાએ પૂછ્યું, "કવિરાજ, આજ આવા વિજયના મંગલ દિને તમે કેમ ઉદાસ છો?"

કવિ બોલ્યો, "મહારાજા, આજે ઉત્સવનો મંગલ દિન નથી. હજારો નિર્દોષ સૈનિકોનું લોહી આજે આ રાજ્યને કલંકિત કરશે. અને તમે જ કહો કે કલંકિત ગીતો શી રીતે ગાઈ શકું?"

રાજા આ શબ્દો સાંભળી ઊકળી ઊઠ્યા, ને બોલ્યા, "કવિ, તમે મારું અપમાન કર્યું છે. તમારી વાણી આજે દેશને દગો દેનારી–દેશદ્રોહી બની છે."

કવિએ દૃઢતાથી કહ્યું, "મહારાજા, મારી વાણી સાચા શૂરવીર દેશને કદીયે દગો દઈજ ન શકે, પણ તમારે હાથે કલંકિત બનનારા દેશને પડખે રહેનારી નથી એમ કહો તો ચાલે. જે પ્રજા પોતાના દેશના આવા કલંકને સહન કરે છે તે પ્રજાનાં શૌર્યનાં ગીતો ન હોય. મહારાજા, હું આ બંદીવાન પણ મહા તેજસ્વી સેનાપતિ સાથે જંજીર પહેરી ઊભો હોત અને એનાં ગુણગાન ગાતો હોત તો કવિ તરીકે હું ધન્ય થઈ જાત."

આ વચનો સાંભળી કેદી સેનાપતિનાં રોમાંચ ખડાં થઈ ગયાં. તેણે ગૌરવપૂર્વક કવિ તરફ જોયું, અને ક્ષણભરમાં તેની આંખમાંથી આંસુ ઝરી રહ્યાં. જાણે કવિને પ્રેમની ભેટ ન હોય!

આખી સભા સ્તબ્ધ બની અને રાજા શો હુકમ કરે છે તેની સૌ કોઈ રાહ જોઈ રહ્યા. રાજાનું મોં ખૂલ્યું ન ખૂલ્યું ત્યાં કવિ જ સભાની વચ્ચે આવીને ઊભો રહ્યો. આ બધાની વચ્ચે એક નવીન માણસ રાજાના મોં તરફ તાકીને જોઈ રહ્યો હતો. રાજા શું બોલે છે તે જાણવાની એને ખાસ જરૂર ન હોય! કવિના મોંમાથી વાણીની ધારા છૂટી. એણે કેટકેટલાં ગીતો ગાયાં! સૌથી પ્રથમ રામપુર રાજ્યની જાહોજલાલીનાં ગીતો ગાયાં. પછી રાજાના ભડવીર એવા વડવાઓનાં ગીતો ગાયાં અને સાથે રાજાની આગલી શૂરવીરતાનાં પરાક્રમો ગાયાં. એ પૂરાં થયાં કે એના કંઠમાં રુદનનો સ્વર આવ્યો. એ ગાતાં અટકી પડ્યો. કવિ હવે શું ગાશે તેની બધા ઝંખના કરવા લાગ્યા. કવિએ દુઃખી સ્વરે ગાવાનું શરૂ કર્યું.

પ્રજા હારી જાય છે ત્યારે તે કેવા ભયંકર દુઃખમાં આવી પડે છે અને લોકો ઘાયલ થયેલાં પંખીની માફક કેવા અસહાય બને છે તેનો ચિતાર રજૂ કર્યો. એક દર્દ ભરેલા ગીતમાં કહ્યું કે વિજય પામેલી પ્રજાને જેટલો આનંદ થાય છે તેથી બેવડું દુઃખ હારેલી અપમાન પામેલી પ્રજાને થાય છે. આટલું બોલી તેણે

જંજીરમાં જકડાયેલા સૈનિકો તરફ જોયું. છેવટ સૌ કોઈને વિનંતી કરતો હોય તેમ તેણે ગાયું કે દુશ્મનને જીતવામાં શૌર્ય અને ગૌરવ રહેલાં છે તેનાથી વધારે ગૌરવ અને શૌર્ય હારેલા દુશ્મનને માફી આપવામાં રહેલાં છે. આ છેલ્લું ગીત અને કવિનો સ્વર બંધ પડ્યો. સભામાં કેવળ શાંતિ પ્રસરી રહી! રાજા પણ નીચું મોં રાખી કંઈ વિચારી રહ્યા હતા.



એક ક્ષણમાં તો સભામાંથી જે નવીન માણસ રાજા સામે તાકી તાકીને જોતો હતો તે બહાર આવ્યો અને બોલ્યો, "હે મહારાજા, હું જ હારેલો રાજા છું. તમને મારી જરૂર છે ને? મારા હજારો સૈનિકોને મરવા દઈ હું મારું જીવન બચાવું તો મારા શૌર્યને કલંક લાગે. ધન્ય છે તમારા કવિને. એ આજ અમારી સાથે મરવા તૈયાર થયા. એ બધાને મરવા દઉં તો એનાથી બીજો મોટો અપરાધ કયો?"

સભા આશ્ચર્યમાં ડૂબી ગઈ. સૌ વિજેતા રાજા તરફથી આંખ ફેરવી દુશ્મન રાજા તરફ જોઈ રહ્યા. થોડી ક્ષણો વીતી ત્યાં રામપુરના રાજા ધીમા પણ મક્કમ સ્વરે બોલ્યા, "ઉત્સવના આનંદમાં હું આ કેદીઓને મુક્ત કરી દેવાનો હુકમ કરું છું." આમ બોલીને તે હારેલા રાજા અને તેના સેનાપતિને ભેટ્યા. સભાજનોએ હર્ષથી કવિના, રાજાના અને તેના સેનાપતિના નામનો વિજયધ્વનિ કર્યો.

રાત્રે હજારો દીવાઓની હાર વચ્ચે પ્રજાએ કવિની સાથે આનંદનાં ગીતો ગાયાં. રામપુરમાં વિજયના ઉત્સવનો એ દિન મંગલ દિન બની ગયો.

—સ્વાધ્યાય—

૧. રાજા શત્રુને જીતી આવ્યા તો યે તેમને વિજયનો આનંદ પૂર્ણ કેમ ન લાગ્યો ? એ આનંદ પૂર્ણ કરવા એમણે કયું પગલું ભર્યું ? શા માટે ?
૨. સેનાપતિ કેદી હતો તો યે સ્વમાની હતો એમ શી રીતે માલૂમ પડે છે ? એ સ્વમાનનું ભાન એને કયાંથી મળ્યું હતું ? સેનાપતિના જવાબની રાજા પર શી અસર થઈ ?
૩. તમારી વાણી દેશને દગો દેનારી છે એમ કવિને રાજાએ કયારે અને શા માટે કહ્યું ?
૪. કવિએ કયાં કયાં ગીતો ગાયાં ? એના કયા ગીતથી રાજા વિચારમાં પડી ગયા ? એના ગીતની બીજા કોના પર અસર થઈ ? શી અસર થઈ ?
૫. રામપુરમાં વિજયનો ઉત્સવદિન મંગલ દિન બની ગયો, એ શી રીતે ?



## ૧૨. આચાર્ય જગદીશચંદ્ર

જગદીશચંદ્ર બસુનો જન્મ ૧૮૫૮ માં ઢાકા પાસે વિક્રમપુર તાલુકાના એક નાના ગામમાં થયો હતો. એમના પિતાનું નામ ભગવાનચંદ્ર બસુ હતું. તેઓ ખૂબ ઉદાર હૃદયના હતા. તેમનો સ્વભાવ બહુ સરળ હતો અને તેમને શિક્ષણનો ખૂબ રસ હતો.

ભગવાનચંદ્ર પોતાના પુત્રને સારી કેળવણી મળે એ વિષે પહેલેથી જ ખૂબ કાળજી રાખતા હતા. તે સમયે અંગ્રેજી શિક્ષણનો પ્રચાર ખૂબ હતો. મોટા મોટા માણસો પોતાના પુત્રોને અંગ્રેજી જ ભણાવતા હતા, પણ જગદીશચંદ્રના પિતા એવું માનતા હતા કે શરૂઆતથી જ બાળકને અંગ્રેજી શીખવવાથી તેના સંસ્કાર બગડી જાય છે. આથી તેમણે જગદીશચંદ્રને પહેલાં એક ગામઠી નિશાળે મૂકયા. ત્યાં તેઓ ખેડૂતો અને માછીઓના છોકરાઓ સાથે ભણવા લાગ્યા. એ છોકરાઓ એમને જંગલમાં જાનવરોની, ઝાડપાનની અને પાણીના જીવોની વાતો કહેતા. એ વાતો સાંભળી સાંભળીને એમને પણ એ બધું જાતે જોવાનું મન થતું.


આચાય જગદીશચંદ્ર

તેઓ નિશાળમાં ભણતા હતા તે ઉપરાંત એમના પિતા પણ તેમના ભણતર ઉપર ખાસ ધ્યાન આપતા હતા. જ્યારે તેઓ સાંજે ઑફિસમાંથી ઘેર આવતા અને આરામ કરવા આડા પડતા ત્યારે જગદીશચંદ્ર તેમની પાસે જઈને બેસતા અને તેમને જાતજાતના પ્રશ્નો પૂછતા. પિતા પણ તેમના સવાલોના જવાબ આપી શકાય એવા ન હોય તો ખુશીથી કહેતા કે ભાઈ, દુનિયાની બધી વાતો દરેક માણસને આવડતી નથી. આથી તો એમનું કુતૂહલ ઊલટું વધી જતું અને તે વસ્તુ જાણવા માટે તેઓ વધારે આતુર બની જતા.

કોઈ કોઈ વાર જગદીશચંદ્ર પોતાના પિતાની કે બીજા કોઈની સાથે નદીકિનારે ફરવા જતા. નદીનાં વહેતાં પાણી, કાંઠે આવેલાં લીલાંછમ વૃક્ષો અને વેલાઓને જોઈને એમને ખૂબ આનંદ થતો. કોઈ વાર તેઓ પિતાને પૂછતા: 'પિતાજી, આ પાણી ક્યાંથી આવે છે, અને વહેતું વહેતું ક્યાં જાય છે?' આમ કોઈ પણ વાત એમને ન સમજાતી કે તરત તેઓ પોતાના પિતાને પૂછીને જાણી લેવાનો પ્રયત્ન કરતા.

આ જ અરસામાં તેમના પિતાની વિક્રમપુરથી વર્ધમાન બદલી થઈ. જગદીશચંદ્રની ઉંમર એ વખતે નવ વરસની હતી. પિતાએ તેમને અંગ્રેજી શાળામાં મૂક્યા. એ જ નિશાળમાંથી એમણે ૧૮૮૫ માં એન્ટ્રન્સની પરીક્ષા પસાર કરી અને ત્યાર પછી ચાર વરસે તેઓ બી. એસસી. ની પરીક્ષામાં પાસ થયા.

બી. એસસી. થયા પછી જગદીશચંદ્રે અભ્યાસ માટે ઇંગ્લંડ જવાનો વિચાર કર્યો. પણ તેમને માટે એ મુશ્કેલ હતું. કારણ વિલાયત જવામાં ખર્ચ ખૂબ થાય છે. એ વખતે તેમના ઘરની સ્થિતિ સારી નહોતી. તેમના પિતાને એટલું દેવું થઈ ગયું હતું કે તેઓ ઇંગ્લંડ જવાનો ખર્ચ આપી શકે એમ ન હતું. વળી માતા પણ પોતાના વહાલા પુત્રને પરદેશ મોકલવા રાજી નહોતાં. આ જ અરસામાં તેમના નાના ભાઈનું મૃત્યુ થયું.

જગદીશચંદ્રની ઇચ્છા એવી હતી કે વિલાયત જઈ આઈ. સી. એસ. ની પરીક્ષા પસાર કરવી અને કોઈ સારી નોકરી મેળવી પિતાનું દેવું ચૂકવી દેવું. પણ એ ન બન્યું. ઘરનાં માણસોએ વારે વારે ના પાડવાથી તેમણે વિલાયત જવાનો વિચાર માંડી વાળ્યો. પરંતુ ભાવિને કોઈ રોકી શકતું નથી. એક દિવસ એમનાં માએ પોતે એમને પાસે બોલાવી કહ્યું: 'બેટા, તું ભણવા માટે જરૂર વિલાયત જા. જો ખર્ચનાં નાણાં નહિ મળશે તો હું મારાં ઘરેણાં

વેચીને તને નાણું મોકલી આપીશ.' માતાનાં આ વચનો સાંભળતાં જ જગદીશચંદ્રનો પહેલો ઉત્સાહ ફરી જીવતો થયો અને દૈવયોગે તેમના પિતાની આર્થિક સ્થિતિ સુધરતી ચાલી. જગદીશચંદ્રે વિલાયત જવાની તૈયારી કરી નાખી. પિતાજીએ કહ્યું : 'ભાઈ, સિવિલ સર્વિસની પરીક્ષા તું ન આપતો. તું તારે વિદ્યા મેળવવામાં ચિત્ત લગાડજે, અને મોટો વિદ્વાન થજે.'

પિતાની ઇચ્છા પૂરી થઈ. જગદીશનું મન વિજ્ઞાનના અભ્યાસમાં ખૂબ ચોંટતું હતું, એટલે તેમણે લંડન જઈ વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. ત્યાં રહ્યા પછી થોડા જ દિવસમાં તેમની તબિયત બગડી અને તેમને લંડન છોડવું પડ્યું. તેઓ કેમ્બ્રિજ વિદ્યાપીઠમાં દાખલ થયા, અને ત્યાં તેમણે વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. ત્યાં પણ તેમની તબિયત તો એવી જ રહી, પણ તેમણે અભ્યાસ ચાલુ જ રાખ્યો. પરિણામે તેમણે ડાકટરીનો અભ્યાસ કરવા માંડ્યો. તેઓ લંડનમાં પરીક્ષામાં પ્રથમ શ્રેણીમાં પાસ થયા. આથી એમનું નામ ખૂબ જાણીતું થઈ ગયું. કેમ્બ્રિજમાં જ એમને વિજ્ઞાનના મોટા મોટા આચાર્યોની મુલાકાત થઈ અને તેમના જીવનની અને તેમની વિદ્વત્તાની એમના ઉપર ખૂબ સુંદર અસર પડી. આ કંઈ નાનીસૂની બાબત છે?

કેમ્બ્રિજમાં અભ્યાસ પૂરો કરી તેઓ હિંદુસ્તાન પાછા આવ્યા. વિલાયતમાં પણ તેમને હમેશાં ઘરની ચિંતા થયા કરતી હતી. તેમનો વિચાર એવો હતો કે ઘેર પહોંચતાં વેંત કોઈ એવી નોકરી લેવી કે ખૂબ રૂપિયા મળે અને ઘરનું બધું દેવું પતી જાય. આવતી વખતે તેઓ હિંદુસ્તાનના વાઈસરૉય લૉર્ડ રિપનના ઉપર સિફારસની ચિઠ્ઠી લખાવી લાવ્યા હતા કે જેથી કેળવણીખાતામાં કોઈ સારી નોકરી મળી જાય. દેશમાં આવતાં જ તેઓ સિમલા

જઈને લૉર્ડ રિપનને મળ્યા. લૉર્ડ રિપને બંગાળની સરકારને લખ્યું કે એમને ઇમ્પીરિયલ એજ્યુકેશનલ સર્વિસમાં દાખલ કરી દેવા, પણ તે વ્યર્થ ગયું. આખરે મહામહેનતે જ્યારે એમનું નામ ઇમ્પીરિયલ સર્વિસમાં દાખલ થયું ત્યારે એમને પૂરો પગાર નહિ આપવાનું ઠરાવ્યું. તેઓ હિંદી રહ્યા એટલે અરધે પગારે તેમને રાખ્યા. જગદીશચંદ્રને આથી ખૂબ ખોટું લાગ્યું. એમણે બરાબર ત્રણ વરસ લગી પગાર જ ન લીધો. આથી એમને નાણાંની ખૂબ તંગી પડવા લાગી, પણ સ્વમાન ખાતર એમણે દેવું વધાર્યું. છેવટે પોતાની મિલકત વેચીને દેવું પતાવી દીધું, પણ ઓછો પગાર સ્વીકાર્યો નહિ.

પરંતુ થોડા જ દિવસમાં આ સ્થિતિ બદલાઈ ગઈ. એમની લાયકાત આખરે સરકારને સ્વીકારવી પડી અને એમને પૂરો પગાર મળવા લાગ્યો. આગલાં ત્રણ વર્ષનો પણ પૂરો પગાર એમને મળી ગયો.

હવે એમણે બમણા ઉત્સાહથી પોતાનું ભણાવવાનું તેમ જ શોધખોળનું કામ ચલાવવા માંડ્યું, અને અનેક નવી નવી શોધો કરી. વાયરલેસની પહેલી શોધ કરનારાઓમાં જગદીશચંદ્ર પણ એક હતા. જે વખતે કલકત્તામાં એમણે પોતાની શોધનો પ્રયોગ કરી બતાવ્યો હતો ત્યારે મોટા મોટા વિદ્વાનો પણ દાંતમાં આંગળી ઘાલી ગયા હતા. વાયરલેસની શોધ એ દુનિયામાં એક ભારે આશ્ચર્યજનક શોધ ગણાય છે. એની મદદથી તાર વિના પણ હજારો માઈલ દૂર ખબર મોકલી શકાય છે. આજે તો દરેક જહાજ અને વિમાનમાં બેતારયંત્ર હોય છે જ. એને લીધે જરૂરને વખતે તેઓ ગમે ત્યાં ખબર મોકલી શકે છે.

એમણે એવું પણ સાબિત કર્યું કે મનુષ્યની માફક ઝાડોમાં પણ જીવ છે. તેને પણ આપણી પેઠે સુખદુઃખની લાગણી થાય

છે. પહેલાં તો યુરોપના વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ વાત માની નહિ, પણ જ્યારે એમણે તેમની સામે અનેક વાર છોડ ઉપર પ્રયોગો કરી બધું સાબિત કરી બતાવ્યું ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને તેમણે એમને ' પૂર્વના જાદુગર ' નું ઉપનામ આપ્યું. આ રીતે એમણે અનેક નવી નવી શોધો કરી, અને તેથી આખી દુનિયામાં એમની કીર્તિ ફેલાઈ ગઈ.

હિંદી સરકાર તરફથી એઓ ઘણી વાર યુરોપ ગયા હતા, અને ત્યાંની વિદ્યાપીઠોમાં એમણે વિદ્વાન મંડળોમાં વિજ્ઞાન વિષે વ્યાખ્યાનો આપ્યાં હતાં. આથી એમની પ્રતિષ્ઠામાં વળી વિશેષ વધારો થયો. આજે દુનિયામાં ભાગ્યે જ કોઈ વિદ્વાન એવો હશે જેણે એમનું નામ સાંભળ્યું ન હોય, અને ભાગ્યે જ કોઈ મહત્ત્વની વિદ્યાપીઠ એવી હશે જેણે એમને વ્યાખ્યાન માટે આમંત્ર્યા નહિ હોય.

સરકારે અને કલકત્તા વિદ્યાપીઠે પણ એમની વિદ્વત્તાની કદર કરી એમને સી. આઈ. ઈ. નો ઇલકાબ અને ડી. એસસી.ની પદવી આપી હતી.

ઈ. સ. ૧૯૩૮માં ૭૯ વરસની વયે એમનું અવસાન થયું.

આપણા દેશને આખા વિશ્વમાં માનભર્યું સ્થાન અપાવનાર વ્યક્તિઓમાં ગાંધીજી અને કવિવર રવીન્દ્રનાથની પેઠે આચાર્ય જગદીશચંદ્ર પણ મુખ્ય ગણાય છે.

—નગીનદાસ પારેખ

### — સ્વાધ્યાય —

૧. જગદીશચંદ્રને ગામઠી નિશાળે શા માટે મૂકવામાં આવ્યા? ત્યાં કઈ વસ્તુઓમાં એમને રસ ઉત્પન્ન થયો?
૨. જગદીશચંદ્ર ઇંગ્લંડ ભણવા માટે પહેલાં ન જઈ શક્યા તેનું શું કારણ?
૩. જગદીશચંદ્ર બહુ સ્વમાની હતા એમ પુરવાર કરતો પ્રસંગ વર્ણવો.
૪. જગદીશચંદ્રને ' પૂર્વના જાદુગર ' એવું ઉપનામ મળવાનું કારણ શું?



## ૧૩. સત્ય સમાન કશું શ્રેષ્ઠ નથી.

કાશીના રાજા બ્રહ્મદત્તને મનુષ્યમાંસ ખાવાની ટેવ પડી હતી; તેથી સૌ પ્રજાજનોએ ભેગા મળી તેને રાજ્યમાંથી હાંકી કાઢ્યો. બ્રહ્મદત્ત એક મોટા અરણ્યમાં ચાલ્યો ગયો. તે અરણ્યમાં થઈને બીજા દેશમાં જવાનો રસ્તો પસાર થતો હતો. બ્રહ્મદત્ત તે રસ્તે થઈને જતાઆવતા મુસાફરોને પકડતો અને મારી ખાતો.

એક વખત તેને પગમાં ભારે જખમ થયો. જીવતા રહેવાની આશાએ તેણે વનદેવતાની બાધા રાખી કે, 'મારો જખમ જો જલદી રુઝાઈ જશે તો હું સો રાજકુમારોના લોહીથી તને સ્નાન કરાવીશ અને મોટો નરયજ્ઞ કરીશ.'

દૈવયોગે તેનો જખમ રુઝાઈ ગયો, એટલે તેણે આજુબાજુના રાજ્યોમાંથી રાજકુમારોને પકડી પકડીને એકઠા કરવા માંડ્યા. પછી તે કુરુદેશના રાજકુમાર સુતસોમને પકડવા માટે કુરુદેશની રાજધાની ઇન્દ્રપ્રસ્થમાં ગયો. સવારે સુતસોમ કુમાર નગર બહાર તળાવમાં સ્નાન કરવા આવે ત્યારે તેને પકડી લેવાના ઈરાદાથી તે કમળના વેલાઓની ઓથે સંતાઈને બેઠો.

બીજે દિવસે રિવાજ મુજબ સુતસોમ કુમાર સ્નાન કરવા તળાવે આવવા નીકળ્યો. તે કુમાર વિદ્યાનો બહુ શોખીન હતો, તેથી એક પરદેશી બ્રાહ્મણ ચાર શ્લોકો તેને સંભળાવી, ધન મેળવવાની ઇચ્છાએ, આગલી રાત્રે દૂર દેશથી આવીને નગર બહાર ઊતર્યો હતો. સવારના કુમારને જ સામે આવતો જોઈ બ્રાહ્મણે તેની પાસે જઈને કહ્યું કે 'મહારાજ! આપની કીર્તિ સાંભળી હું તક્ષશિલાથી અહીં સુધી ચાલતો આવ્યો છું. મારી પાસે સો સો સોનામહોરોની કિંમતના ચાર શ્લોકો છે, તે આપ સાંભળો, અને આપને પસંદ પડે તો મને યોગ્ય કિંમત આપજો.'

કુમારે કહ્યું : 'હું હમણાં જ સ્નાન કરીને પાછો ફરું છું, ત્યાં સુધી તમે મારા મહેલમાં જઈને બેસો.'



સુતસોમ કુમારે પોતાની સાથેના હજૂરિયાને બ્રાહ્મણ સાથે પોતાના મહેલ ભણી વિદાય કર્યો, અને પોતે એકલો તળાવમાં સ્નાન કરવા ઊતર્યો. તરત પેલા નરભક્ષકે તેને પકડ્યો. પછી તેને પીઠ ઉપર નાખી તે વાયુવેગે દોડવા લાગ્યો. થોડે દૂર ગયા બાદ બ્રહ્મદત્તે સુતસોમને નીચે ઉતાર્યો, ત્યારે સુતસોમની આંખમાં તેણે આંસુ દીઠાં.

તે જોઈ બ્રહ્મદત્તે કહ્યું : 'હે કુમાર! નાનપણથી ધૈર્યશાળી તરીકે તારી ખ્યાતિ દૂર દૂર ફેલાયેલી છે, પરંતુ અત્યારે મૃત્યુના ડરથી તું કાયરની પેઠે રડવા બેઠો છે, એ તને ક્ષત્રિયને શોભે છે?'

સુતસોમે જવાબ આપ્યો : 'ભાઈ! હું મારે માટે કે મારાં સગાંવહાલાં માટે શોક નથી કરતો. પરંતુ મારી કીર્તિ સાંભળી એક બ્રાહ્મણ દૂર દેશથી મને ચાર શ્લોક વેચવા આવ્યો છે. મેં તેના શ્લોકો ખરીદી લેવાનું વચન આપી તેને મારા મહેલમાં બેસાડ્યો છે. મારાથી હવે તે વચન પાળી શકાશે નહિ, એનો મને ખેદ થાય છે. તું જો મને છોડી દે, તો હું તે બ્રાહ્મણના શ્લોક સાંભળી, તેને યોગ્ય ઇનામ આપી, પાછો આવું.'

નરભક્ષક બોલ્યો: 'વાહ! આવી વાત ઉપર ભરોસો રાખવા જેટલો હું મૂર્ખ નથી! મૃત્યુના મુખમાંથી છૂટીને સુખરૂપ પોતાને ઘેર પહોંચેલો માણસ ફરી પોતાની મેળે પોતાના શત્રુ પાસે પાછો જાય, એમ બને ખરું?

સુતસોમે કહ્યું : 'ભાઈ! બીજાની વાત ગમે તે હોય, પરંતુ હું તો અસત્ય બોલીને જીવતો રહેવા કરતાં મૃત્યુને વધુ પસંદ કરું છું. જૂઠું બોલીને કદાચ તારા હાથમાંથી તો છૂટી શકાય, પરંતુ દુર્ગતિમાંથી કેવી રીતે છુટાય? છતાં તને મારી પતીજ ન પડતી હોય તો હું મારી તલવારના સોગંદ ખાઉં છું.'

ક્ષત્રિયને મુખે તલવારના સોગંદ સાંભળી, બ્રહ્મદત્ત પણ વિચારમાં પડ્યો. છેવટે તેણે એવો નિશ્ચય કર્યો કે સુતસોમ નાસી જાય તો હરકત નહિ, પણ એક વાર તેની પરીક્ષા તો લેવી.

સુતસોમ નરભક્ષકના હાથમાંથી છૂટી પોતાના મહેલમાં આવી પહોંચ્યો. તેને જોઈ સૌ લોકને આનંદ થયો. રાજકુમાર નરભક્ષકને થાપ આપી ઠીક છૂટી આવ્યા, એમ સૌ કહેવા લાગ્યા. પરંતુ સુતસોમે તો પેલા બ્રાહ્મણને તાબડતોબ બોલાવ્યો, અને તેને તેના શ્લોકો ગાઈ સંભળાવવા કહ્યું.

બ્રાહ્મણે તેને નીચે પ્રમાણે ચાર શ્લોકો ગાઈ સંભળાવ્યા :

૧. '**એક વાર જ સજ્જનનો સંગ થાય, તો યે તે માણસને**

તારીને કાયમનો પાર ઉતારે છે. પરંતુ દુર્જનનો સમાગમ હંમેશનો હોય, તોપણ નકામો છે.

૨. "જે હમેશાં સાધુજનના સંગમાં રહે છે, અને ભક્તિપૂર્વક તેમનો સહવાસ કરી તેમની પાસેથી ધર્મને સ્પષ્ટ રીતે જાણી લે છે, તે માણસ સુખી થાય છે, અને તેનું દુઃખ નાશ પામે છે.

૩. "રાજાના ચિત્રવિચિત્ર રથો જીર્ણ થાય છે, માણસનાં શરીર પણ જીર્ણ થાય છે, પણ સજ્જનનો ધર્મ જીર્ણ થતો નથી, એમ સંતપુરુષો હમેશાં કહે છે.

૪. "આકાશથી પૃથ્વી દૂર છે, અને સાગરનો કિનારો તેથી યે દૂર છે, પરંતુ હે રાજા! સજ્જનનો ધર્મ દુરાચરણથી એ કરતાં પણ ઘણો દૂર છે."

તે શ્લોકો સાંભળી સુતસોમ બહુ સંતોષ પામ્યો; અને તેણે બ્રાહ્મણને ચાર હજાર સોનામહોરો બક્ષિસ આપી. પછી સુતસોમ કુમાર પેલા નરભક્ષક પાસે પાછો જવા તૈયાર થયો. તે જોઈ તેના પિતા તેને સમજાવવા લાગ્યા. 'આ તું શું કરે છે? એક વાર એ દુષ્ટના હાથમાંથી જેમ તેમ છૂટી આવ્યા બાદ, તેના મોંમાં હાથે કરીને જઈ પડવું, એ બુદ્ધિશાળીનું લક્ષણ છે?'

સુતસોમે કહ્યું: 'મહારાજ! એ નરભક્ષક ભલે દુષ્ટ હોય; પરંતુ તેણે તો આ બ્રાહ્મણના ઋણમાંથી મુક્ત થવાની મને તક આપીને મારા ઉપર ભારે ઉપકાર કર્યો છે. હું તેનો વિશ્વાસઘાત કરું, તો મારા જેવો નીચ અને કૃતઘ્ન કોણ કહેવાય?'

પછી સુતસોમ બધા લોકોની સલાહને ગણકાર્યા વિના, જ્યાં પેલો નરભક્ષક હતો ત્યાં જઈને હાજર થયો. તેને પાછો આવેલો જોઈ નરભક્ષકને બહુ આશ્ચર્ય થયું ને તે તેની તરફ એકીટસે જોઈ રહ્યો.

સુતસોમે કહ્યું : "ભાઈ! હું પાછો આવ્યો છું. હવે તું મને મારીને તારો યજ્ઞ પૂરો કર."

બ્રહ્મદત્તે કહ્યું : 'કુમાર! મેં હમણાં જ હોમકુંડ સળગાવ્યો છે એટલે કશી ઉતાવળ નથી; પરંતુ તેં બ્રાહ્મણ પાસે જઈ જે શ્લોકો સાંભળ્યા, તે મને ગાઈ સંભળાવ. ઉપરાંત, એક વખત મારા હાથમાંથી જીવતો છૂટ્યા બાદ તું પોતાની મેળે પાછો શા માટે આવ્યો, તે પણ મને કહે.'

સુતસોમે કહ્યું, 'ભાઈ! સત્ય જેવી શ્રેષ્ઠ વસ્તુ જગતમાં બીજી નથી. તે સત્યનો ભંગ ન થાય તે માટે જ હું અહીં પાછો આવ્યો છું.'

બ્રહ્મદત્તે કહ્યું : 'રાજમહેલમાં ખટરસ અન્નનું ભોજન કરવાનું અને મોજશોખ કરવાનું મળે છે તે છોડી, સત્યને જ વળગી રહેવા ખાતર મોતના મોંમાં જઈ પડવું, એ તો તારું કેવળ મૂર્ખપણું જ લાગે છે.'

સુતસોમે કહ્યું : 'ભાઈ! સત્યનું પાલન કરવામાં જે ઉત્તમ રસ છે તેની તોલે બીજો કોઈ રસ નથી.'

બ્રહ્મદત્તે કહ્યું : 'પરંતુ મૃત્યુભય સૌથી મોટો છે. પોતાના જીવનું રક્ષણ કરવાને જૂઠું બોલવામાં લોકો કશું ખોટું માનતા નથી. તને તારા જીવન વિષે કશી પરવા દેખાતી નથી, તેનું શું કારણ?'

સુતસોમે કહ્યું : 'મેં આજ સુધી જીવન દરમિયાન કશાં ખોટાં કામ કર્યાં નથી, પરંતુ અનેક લોકો ઉપર ઉપકાર કર્યા છે; માબાપની સેવા કરી છે; સગાંવહાલાંને મદદ કરી છે; તથા ગૃહસ્થનાં બીજાં જે જે કર્તવ્યો છે, તેમાં ચૂક પડવા દીધી નથી, તેથી મને મોતનો ડર નથી.'

ત્યારબાદ સુતસોમે પેલા ચાર શ્લોકો નરભક્ષકને ગાઈ સંભળાવ્યા. તે સાંભળી બ્રહ્મદત્ત ઘણો સંતુષ્ટ થયો. તેણે ચાર શ્લોકના બદલામાં ચાર વરદાન માગવાનું સુતસોમને કહ્યું.

સુતસોમે કહ્યું : 'જો તું ચાર વરદાન આપવા માગતો જ હોય, તો મને નીચેનાં ચાર વરદાન આપ: પહેલું વરદાન એ કે 'હું સો વર્ષ સુધી તને નીરોગી અને સુખી જોવાને સમર્થ થાઉં.' બીજું વરદાન એ કે 'તેં પકડી આણેલા બધા રાજકુમારોને તું જીવિતદાન આપ.' ત્રીજું વરદાન એ કે 'તે સૌને તું તેમની રાજધાનીઓમાં પહોંચાડી દે.' અને ચોથું વરદાન એ કે 'હવેથી તું નરમાંસભક્ષણનું કર્મ છોડી દે.'

બ્રહ્મદત્તે તે સાંભળી હસીને કહ્યું, 'ભાઈ! તેં આ વરદાનોથી પણ મારું સુખ અને આરોગ્ય જ ઇચ્છયું છે. શીલ અને સદાચાર વિના સુખશાંતિ તથા નીરોગિતા મળે જ નહિ. તેં તારું જીવિત પણ મને લાંબો વખત સુખી અને નીરોગી જોવા સારુ જ માગ્યું છે. જા, તારે ખાતર પણ હું હવેથી મારાં દુષ્કર્મ છોડી, તારે બતાવેલે સદાચારને માર્ગે વળીશ. આ રાજકુમારોને તો હું તારા દેખતાં જ છોડી દઉં છું, અને તેમને ઘેર સુખરૂપ પહોંચાડી દઉં છું.'

એટલું થતાંની સાથે જ ચારે બાજુ સમાચાર પ્રસરી ગયા કે, બ્રહ્મદત્તે નરમાંસ છોડી દીધું છે તથા હવેથી ધર્મ અનુસાર વર્તવાનો નિશ્ચય કર્યો છે. એ જાણી, કાશીના લોકોએ ઘણી ખુશીથી તથા મોટી ધામધૂમથી બ્રહ્મદત્તને તેના રાજ્યમાં પાછો આણ્યો, અને તેને ફરી ગાદીએ બેસાડ્યો. બ્રહ્મદત્તે સુતસોમને એક મહિના સુધી પોતાના નગરમાં સન્માનપૂર્વક રાખ્યો, અને પછી સત્કાર સાથે તેને ઘેર વિદાય કર્યો.

—ગોપાળદાસ જીવાભાઈ પટેલ

— સ્વાધ્યાય —

૧. રાજા બ્રહ્મદત્તને રાજ્યમાંથી શા માટે હાંકી કાઢવામાં આવ્યો? તેણે રાજકુમારોને શા માટે પકડવા માંડ્યા? તે ઇન્દ્રપ્રસ્થ શા માટે ગયો?
૨. સુતસોમને રડતો જોઈ બ્રહ્મદત્તે શું ધાર્યું? સુતસોમે પોતાના આંસુની બાબતમાં શો ખુલાસો કર્યો?
૩. સુતસોમને એના પિતાએ શું કહ્યું? સુતસોમે બ્રહ્મદત્ત પાસે પાછા જવાને શા માટે હઠ કરી?
૪. પોતાને મોતનો ડર કેમ નહોતો લાગતો તેનું શું કારણ સુતસોમે બ્રહ્મદત્તને બતાવ્યું?
૫. સુતસોમે કયાં વરદાન માગ્યાં? તેનું શું પરિણામ આવ્યું?
૬. સુતસોમને કેવળ સત્ય જ પ્રિય હતું એ બતાવતા પ્રસંગો વર્ણવો.



# ૧૪. કાશ્મીર અને તેનું શ્રીનગર

વિશ્વમાં ઊંચામાં ઊંચો પર્વત હિમાલય છે એ વાત જેમ સાચી છે, તેમ એ આપણા દેશને ઈશ્વરે આપેલી મોટામાં મોટી બક્ષિસો પૈકીની એક છે, એ વાત પણ એટલી જ સાચી છે. એની કાયા કેવી વિશાળ અને ભવ્ય છે. હિમાલય એ કંઈ એક પર્વત નથી, પણ પર્વતો અને પહાડોની એક હારમાળા છે. એ કેવો સુંદર દેખાય છે એનો ખ્યાલ તો એનું દર્શન કર્યા વિના આવે જ નહિ. હિંદુઓને મન તો એ પવિત્ર ધામ છે. એનાં ઊંચામાં ઊંચાં બરફથી છવાયેલાં શિખરોમાં દેવોનો વાસ છે, અને કૈલાસ શિખર પર તો સાક્ષાત્ ભગવાન શંકર રહે છે એવી કલ્પના હિંદુ લોકો કરે છે. સાધુ અને સંતો માટે તો એ દાદાના ખોળા જેવો છે. એની ઉપર આશ્રમો બાંધી તપસ્વીઓ તપ કર્યા કરે છે.

આવા સુંદર પર્વતના નીચેના પહાડોમાં કાશ્મીરનો પ્રદેશ આવેલો છે. એ બહુ સુંદર પ્રદેશ છે. જે કોઈ મુસાફર કાશ્મીર

જાય છે તે ત્યાંના કુદરતી દેખાવો જોઈ આનંદમાં ડૂબી જાય છે. ચોમેર જ્યાં જ્યાં નજર જાય ત્યાં લીલુંછમ! જ્યાં જુઓ ત્યાં સૌંદર્ય જ સૌંદર્ય!

કાશ્મીરની રાજધાની શ્રીનગર છે. એ નગરની રચના અને શોભા આપણને આશ્ચર્ય પમાડે એવી છે. આપણને કોઈ માનવી કહે કે શ્રીનગરના રસ્તા પર તો હોડીમાં બેસવું પડે, તો આપણને એ કેવું વિચિત્ર લાગે! રસ્તા અને તે પર હોડી? હોડી તો પાણીમાં હોય, રસ્તા પર વળી હોડી કેવી! પણ એ જ વાત સાચી છે. શ્રીનગરમાં એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં જવું હોય તો ત્યાં હોડીમાં બેસવું પડે છે. ત્યાંના રસ્તા પાણીના છે. મહોલ્લા અને મહોલ્લાની વચ્ચે નદીનું પાણી વહે છે અને એ જ વહેતું પાણી તે પાણીના રસ્તા. એટલે હોડીમાં બેઠા વિના બીજે મહોલ્લે શી રીતે જવાય? આને લીધે શ્રીનગરમાં હોડી હાંકવાનો ધંધો મોટા પ્રમાણમાં ચાલે છે.


કાશ્મીરની હોડીઓ

આ હોડીઓ બે પ્રકારની હોય છે: એક નાની, બીજી મોટી. કેટલીક મોટી હોડીઓમાં રહેવાના ઓરડા પણ હોય છે અને અંદર આપણે ઘરમાં રહેતા હોઈએ તેવી સગવડ પણ કરેલી હોય છે. આ હોડીને જોઈએ તો જાણે તરતું ઘર! એને 'શિકારા' કહેવામાં આવે છે.

આ શિકારાને કિનારા પર દોરડાંથી બાંધવામાં આવે છે. મુસાફરો એમાં ભાડું આપીને રહી શકે છે. જાણે ભાડાનું ઘર જ સમજો ને. મુસાફરને નદીમાં ફરવા જવાનો વિચાર થાય તો દોરડાં છોડી નાખવામાં આવે છે. આમ આ શિકારા હોડીની હોડી અને ઘરનું ઘર, એમ બંને ઉપયોગમાં આવે છે. એમાં રહેવાની તથા ફરવાની લહેરનો ખ્યાલ તો તેમાં રહ્યા વિના આવી જ ન શકે.

હોડીમાં બેસી જેલમ નદીમાં ફરીએ ત્યારે જેલમમાંથી કેટલી નહેરો ખોદવામાં આવી છે અને તેની મારફતે કેટલાં બધાં ખેતરો પાણી પીએ છે તેનો ખ્યાલ આવે છે. જેલમ એ કાશ્મીરની મુખ્ય નદી છે. એને લોકોની માતા ગણી શકાય. એણે જ કાશ્મીરના પ્રદેશને પાણી પાઈ પાઈ લીલોછમ અને સુંદર બનાવ્યો છે. નદીને કાંઠે આવેલાં ખેતરો કેવાં સુંદર દેખાય છે! આ દેખાવ જોઈ કોઈ પણ મુસાફરનું હૈયું આનંદથી નાચી ઊઠે છે.

કાશ્મીરની મુસાફરીએ ગયા તો પછી ત્યાંના અદ્ભુત બગીચા નિહાળ્યા સિવાય પાછા આવવાનો જીવ ચાલે જ શી રીતે? બગીચા એવા તો સુંદર છે કે મુસાફર એનું સૌંદર્ય જોતાં ધરાય જ નહિ. આમાં



ચિનાર બાગ

શાલીમાર અને નિશાત બાગ બહુ સુંદર છે. એની અંદર ઊડતા ફુવારા

આજુબાજુનાં ઘટાદાર ઝાડો કલાકો સુધી જોવાનું મન થયા કરે. સૌથી સુંદર બાગ તે ચિનાર બાગ. ચિનાર એ એક પ્રકારના ઝાડનું નામ છે. આ બાગમાં ચિનારનાં અનેક વૃક્ષો છે, અને તેથી જ એનું નામ ચિનાર બાગ પડ્યું છે. ચિનારનું થડ બહુ મોટું હોય છે. એની ઘટા દળદાર અને છાંયડો પણ બહુ મોટો હોય છે. એની નીચે બેસીએ એટલે થાક ઊતરી જાય, અને ગમ્મતનો કાર્યક્રમ રાખ્યો હોય તો તો જોઈ લો મજા!

કાશ્મીરમાં સુંદર દેખાવો જોઈ આંખ ધરાતી નથી, તો જીભ પણ ત્યાંનાં સ્વાદદાર ફળો ચાખી ચાખીને ધરાતી નથી. આમ કાશ્મીરમાં એકલી આંખને માટે જ ઉજાણી નથી, જીભને પણ ઉજાણી મળી રહે છે. ત્યાં ફળ બહુ સસ્તાં અને ઢગલાબંધ મળે છે. લીલી દરાખ અને લીલાં આલુ, નાસપતી, પીચ અને અખરોટ એમ જાતજાતનાં ફળો બજારમાં વેચાય છે. લોકોની તંદુરસ્તી પર આ ફળોની બહુ અસર થાય છે. કાશ્મીરના લોકોની ચામડી મખમલ જેવી હોય છે તે આને લીધે જ હશે ?

આટલાં બધાં ફળોની વાત સાંભળી ગુજરાતનો બ્રાહ્મણ તો રોજ અગિયારશ કરવાનો વિચાર કરે, પણ કાશ્મીરનો બ્રાહ્મણ એમ કરતો નથી. એ તો માંસ પણ ખાય છે. માંસ ન ખાનારા ગુજરાતી મુસાફરને આ વાત બહુ વિચિત્ર લાગે છે. આટલાં બધાં ફળ તો યે માંસ! આ વાત જેવી વિચિત્ર છે તેવી બીજી વિચિત્ર વાત પણ છે. કાશ્મીરમાં ફરતાં ફરતાં આપણને ત્યાંના લોકો વિશે જાણવાની ઈચ્છા થાય અને પૂછીએ, કે અહીં કેટલી જાતના લોકો રહે છે? તો એનો જવાબ આપણને નવાઈ પમાડે એવો મળે છે. કાશ્મીરમાં બે જ નાત: એક મુસલમાન અને બીજા બ્રાહ્મણ. બંને પોતપોતાનો ધર્મ પાળે છે. પણ ગુજરાતના વૈષ્ણવની માફક અહીંનો બ્રાહ્મણ પણ આ ખવાય ને તે ન ખવાય એવો ભેદ જાળવતો નથી.

કાશ્મીરનું સૌંદર્ય એક વાર જોયું તો તે ભુલાય એવું નથી. એવી ન ભુલાય એવી કાશ્મીરની બીજી વસ્તુ તે ત્યાંની કડકડતી ઠંડી! એક વાર એ ઠંડી અનુભવી તો જિંદગીમાં કદી ભુલાય નહિ. ઠંડીનું જોર વધે કે ત્યાંના લોકો પટ્ટુના લાંબા લાંબા ડગલા પહેરે છે. બાંય તો એવી લાંબી રાખે કે તે આંગળાંને ઢાંકીને પણ છેક નીચે લબડતી રહે! હાથ બહાર રાખ્યો કે ઠંડીમાં જૂઠો થયો સમજવો. આથી ત્યાં છોકરાંઓ ઠંડીમાં હાથ બહાર કાઢતાં જ નથી. કંઈ ખાવાનું વેચાતું લે તો તે બાંયના છેડા પર જ લે અને તેને બાંય વડે જ પકડે. કાશ્મીરના લોકોને આ ઠંડીની કંઈક ટેવ પણ ખરી. પણ બહારના મુસાફરોને તો એ ઠંડી વીંછીની માફક ડંખ મારે છે. આથી મુસાફરો નેતરની ટોપલીમાં એક ગરમ સગડી મૂકે છે અને તેને ગળે બાંધે છે. પછી તેની ઉપર હાથ સેકે છે.

મુસાફરી કરવામાં આનંદ છે તો તેને યાદ રાખવામાં પણ આનંદ છે. જે પ્રદેશની મુસાફરી કરીએ તેને સ્મૃતિમાં સંઘરી રાખવાનું કોને ગમતું નથી? અને એ કેમ બની શકે? ત્યાંની કોઈ બહુ વખણાયેલી વસ્તુ ખરીદીને ઘરમાં લાવીએ ત્યારે તેની સાથે તે પ્રદેશની સ્મૃતિ પણ ઘરમાં આવે છે. શ્રીનગરના બજારમાં સુંદર ભરતકામવાળી ગરમ સાલો, હાથ અડાડ્યા કરવાનું મન થાય એવા



ભરતકામ કરનારા કારીગરો

ગાલીચા અને પશમીના વગેરે વસ્તુઓ જોઈએ ત્યારે કાશ્મીરના લોકો કેવા અદ્ભુત કારીગર છે તેનો ખ્યાલ આવે છે. ત્યાં અખરોટનું લાકડું પણ ઉપયોગમાં આવે છે. એમાંથી જાતજાતની વસ્તુઓ બનાવાય છે. અને તેની અંદર હાથીદાંતની નકશી પૂરેલી હોય છે. આવી મન લોભાવે એવી એકાદ વસ્તુ પણ લીધા વિના કોણ રહે?

અને આથી જ્યારે જ્યારે કાશ્મીરથી ઘરમાં આણેલી આવી સુંદર વસ્તુ જોઈએ છીએ ત્યારે ત્યારે ત્યાંના પાણીના રસ્તા, શિકારાની સહેલ, કાંઠાનાં લીલાંછમ ખેતરો અને બાગો, એની કડકડતી ઠંડી અને ગળામાં લટકતી સગડી, અને લાંબી બાંય પર વસ્તુ લેતાં બાળકો એમ બધું યે યાદ આવે છે. કાશ્મીરમાં ફરી ફરતાં હોઈએ એવું લાગે છે અને બોલાઈ જવાય છે કે સાચે જ કાશ્મીર સુંદરતાનું ધામ છે. દરેક હિંદીએ જીવનમાં એક વાર તો કાશ્મીર જોવું જ જોઈએ. જીવનનો એ એક લહાવો છે.

—શંકરપ્રસાદ શુક્લ

## — સ્વાધ્યાય —

૧. હિમાલય પર્વત એ ઈશ્વરની આપણા દેશને મોટી બક્ષિસ છે એમ શા માટે કહેવાય છે?
૨. શ્રીનગરમાં હોડીનો ધંધો મોટા પ્રમાણમાં શા માટે ચાલે છે?
૩. કાશ્મીરમાં આંખ અને જીભ એમ બંનેને આનંદ મળી રહે છે. શી રીતે?
૪. કાશ્મીરની ઠંડીથી બચવા કાશ્મીરી લોકો, ત્યાંનાં બાળકો અને મુસાફરો શું કરે છે?
૫. કાશ્મીરની કારીગીરીની કઈ વસ્તુઓ વખણાય છે? મુસાફર એમાંથી એકાદ શા માટે ખરીદે છે?



## ૧૫. જુમો ભિસ્તી

આણંદપુરના એ ખૂણામાં ઝૂંપડાં જેવાં માત્ર ત્રણ મકાનો પોતાના દેખાવથી આવતાં જતાંનું લક્ષ ખેંચી રહેતાં. જૂની ખોખડ-ધજ આમલી ત્રણે મકાનોને ઢાંકતી, ચારે તરફ ગટરની દુર્ગંધ છૂટતી અને ધૂળના ગોટા ઊડતા. પતરાંનાં, પાટિયાંનાં અને ગૂણિયાંનાં, એમ અનેકરંગી થીગડાં મારેલી ખડકી ખુલ્લી રહેતી. અંદર એક ફાટેલતૂટેલ સાદડી પર જુમો ભિસ્તી પોતાનો હોકો ગગડાવતો બેઠો હોય. જુમાએ સોનારૂપાનાં વાસણથી માંડીને ઠીંકરાની ફૂટેલી હાંડલી સુધી બધા તડકાછાંયા જોઈ લીધા હતા. જન્મ્યો ત્યારે શ્રીમંત માબાપને ત્યાં એક હાથમાંથી બીજા હાથમાં ફર્યા કરતો. હજી એને સાંભરતું હશે કે પોતે દશ વર્ષનો થયો ત્યારે હાથી પર બેસીને પરણવા નીકળેલો. એ વખતે તેણે એક પાડો શોખની ખાતર પાળેલો. આજ અનેક રંગો જોયા પછી બંને જણા—વેણુ અને જુમો—સાથે રહેતા. વેણુ નામ વિચિત્ર હતું. પણ જ્યારે પૈસાની છોળ આંગણે રેલાતી ત્યારે જુમાને અનેક મિત્રો હતા; તેમાંથી કોઈક સાહિત્યરસિક હિંદુ મિત્રે પાડાને આવું કુમળું—વેણુ જેવું નામ આપી દીધેલું. પછી તો એ ચાલ્યું. જુમો લક્ષાધિપતિ હતો; ભિખારી બની ગયો. વળી ચડ્યો, પાછો પડ્યો; અને આજે છેવટ આ ત્રણ તૂટેલાં ઝૂપડાંમાં એનો બધો સામાન સચવાઈ રહેતો. એકમાં વેણુ બંધાતો; વચ્ચે બારણું હતું તેમાંથી શેઠ ને નોકર આખો દિવસ એકબીજા સામે જોઈને બેસી રહેતા; અને ત્રીજા ઝૂંપડામાં ઘાસ ભરાતું. અનેક મિત્રો આવ્યા, ગયા, મળ્યા અને ટળ્યા—માત્ર જુમો અને વેણુ બાળપણથી આજ સુધી અખંડ રહ્યા હતા.

આજ હવે વેણુની પીઠ ઉપર મોટી મોટી મશક ભરીને જુમો સવારના પાંચ વાગ્યામાં નીકળતો. વેણુની ઘંટડી ધીમે વાગતી

હોય ને પાછળ જુમો એકાદ ગઝલ કે ગીત લલકારતો ચાલ્યો જતો હોય. બારણેબારણે પાણી ભરી દીધા પછી શેઠ ને નોકર બંને પાછા વળતા. જુમાએ એક પૈસાના ગાજર કે બહુ તો ટમેટાં કે ભાજી પોતાના શાક માટે અને બથ ભરીને ગદ્દબ—જેને વેણુ પાછળથી ખાતો આવતો હોય— પાડા માટે લીધાં હોય. બસ, હંમેશની આ ખરીદી. આ જીવન ને આટલું કામ. એથી વધુ ક્યારે ય કરવું નહિ, કોઈ વધુ કામ આપે તો લેવું નહિ, ને ઘરાક હોય તેમાંથી ઘટે તો બીજાને ઘરાક થવા કહેવું નહિ. બપોરથી માંડીને છેક સાંજ સુધી જુમો હોકો ગગડાવ્યા કરતો, અને તેના સંગીતમાં લીન થયો હોય તેમ, પેલો પાડો પણ માખીને ઉડાડવા કાન ફફડાવતો. આંખ મીંચીને ઊંઘતો હોય કે જાગતો સૂતો હોય. શેઠ ને નોકર બપોરથી સાંજ સુધી સામસામે એકબીજાને નિહાળ્યા કરતા.

છેક સાંજે બંને મિત્રો ફરવા નીકળતા અને નદીના કાંઠા સુધી જઈ પાછા વળતા. વખતે સવારે કામ થોડું હોય તો સવારે પણ નીકળી પડતા.

એક દિવસ સવારમાં પાંચ વાગ્યે આ પ્રમાણે બંને ફરવા નીકળ્યા. જુમાનો વિચાર હતો કે પાડો થોડું ઘણું ચરે તો સારું; પણ વેણુને લાગ્યું કે એમ બહાર ખાતા ફરવું એ ગૃહસ્થાઈનાં લક્ષણ નહિ! એટલે જુમો ખવડાવવાનું કરે તો પણ પાડો રણકીને સામે ઊભો રહે અને 'ના, નહિ ખાઉં' એમ સ્પષ્ટ સંભળાવી દે!

અને જુમો થાક્યો: 'ચાલ ત્યારે, ઘેર જઈને ખાજે. તને પણ લાડ કરવાની ટેવ પડી છે!'

વિજય થયો હોય તેમ પાડો આનંદમાં રણક્યો. પોતાના પૂંછડાને બરડા પર પછાડ્યું ને જુમાની સામે જોઈ કાન ફફડાવીને

'રણુક' કરતોક તે ચાલ્યો. જીતના આનંદમાં પહેલાં તો એ થોડુંક દોડ્યો.

'જો! જો! હવે પાછો વાળું કે? દોડવાનું છે?' જુમાએ મોટેથી ઠપકાની બૂમ પાડી. પણ તે પહેલાં વેણુ તો રસ્તે ચડી ગયો હતો. રસ્તામાં આડે રેલવેની સડક હતી. જરાક ઉતાવળે આવતાં, પાડાનો પગ રેલના બે પાટાની વચ્ચે આવી ગયો. પગને કાઢવા તેણે પ્રયત્ન કર્યો, પણ ફોગટ. ધબ દઈને તે નીચે બેસી ગયો, ને જેમ જેમ પગ કાઢવા પ્રયત્ન કર્યો તેમ તેમ વધારે ને વધારે ભરાતો ગયો. જુમો પાછળ હતો. તે શ્વાસભેર દોડ્યો આવ્યો. તેણે આવીને પાડાનો પગ લઈ આમતેમ મચડ્યો, પણ બધું વ્યર્થ!



આછું અંધારું ને ઓછો ઉજાસ હતો. થોડે દૂર સિગ્નલનો હાથો વળેલો દેખાતો હતો. જુમાના પેટમાં ધ્રાસકો પડ્યો. ગાડી આવશે તો!

તે એકદમ રસ્તા તરફ દોડ્યો. સવારના વહેલા ફરવા નીકળેલા બે શોખીન જુવાનને તેણે આવતા જોયા. તેમના એક હાથમાં નેતરની સોટીઓ ઊછળતી હતી અને ખુશનુમા હવા લેવા તેમણે માથા પરથી ટોપીઓ ઉતારી બીજા હાથમાં લઈ લીધી હતી. ગાંડો દોડે તેમ જુમો દોડયો.

'એ ભાઈશાબ ! મારો વે......મારો પાડો. અબઘડી કપાઈ જશે. જુઓ, પણે જુઓ–પેલા પાટામાં સપડાયો છે !'

બંને જણાએ જુમાએ દેખાડ્યું ત્યાં જોયું. કાંઈક કાળું કાળું તરફડતું લાગ્યું.

'શું છે ?'

'મારો વેણુ—પાડો !'

'ઓહો !......જા, જા, ફાટકવાળા પાસે દોડ......'

'તમે માબાપ, ટેકો દો તો પગ નીકળી જાય, જીવ બચે.'

'અમે ? તું દોડ–દોડ–ફાટકવાળાને કહે,' એમ કહીને એ બંને જણા તો ચાલતા થઈ ગયા ! જુમો ફાટકવાળા તરફ દોડયો, પણ ઘરમાંથી આવતા ઘંટીના અવાજ સિવાય કોઈ માણસ ફરકતું લાગ્યું નહિ. એટલામાં છેટે ગાડીની સિસોટી સંભળાઈ. જુમાએ ચારે તરફ એક નિરાશ દૃષ્ટિ ફેંકી, પણ માણસનું કોઈ છૈયું સરખું યે જણાયું નહિ. ઝપાટાબંધ સિગ્નલના થાંભલા તરફ દોડયો. સાંકળ ખેંચી. ઘંટીના અવાજમાં તેનો સાદ સંભળાય તેમ હતું નહિ ! તેણે જોરથી બારણામાં પાટુ માર્યું.

'એ કોણ ?'

'એ ચાલો ! ભાઈ–બહેન ! સિગ્નલ ફેરવો; મારું જનાવર કચરાઈ જશે.'

'ઘેર કોઈ માણસ નથી ભાઈ !'–બસ, આટલા બેદરકાર જવાબની સાથે જ ઘંટી ફરીથી ગાજવા મંડી.

હવે ટ્રેનનો આવાજ પણ સ્પષ્ટ સંભળાવા લાગ્યો.

'દોડો !...દોડો !...મારું જનાવર કપાય છે !' જુમાએ હતું એટલું બળ કરીને ચીસ પાડી; પણ એના કર્કશ પડઘા સિવાય શાંતિ જેવી હતી તેમ જ રહી !

જુમાએ આકાશ તરફ જોયું. છેલ્લો તારો આથમતો હતો. અજવાળું વધવાને બદલે ધુમ્મસ પથરાતું હતું. ગાડીનો અવાજ તદ્દન નજીક આવતો હતો. તેણે પોતાની લાકડી ફેંકી દીધી.

'યા પરવરદિગાર !' તેણે મોટેથી બૂમ પાડી.

એટલું બોલીને જુમો એકદમ દોડ્યો. વ્યર્થ મહેનત પછી વેણુ થાકીને હાંફતો પડ્યો હતો. તેની ગોદમાં તે ભરાઈ બેઠો. વેણુએ તેને શાંત રીતે ખજવાળ્યા કર્યું.

'દોસ્ત ! ભાઈ ! વેણુ ! આપણે બંને સાથે છીએ હો !' અને એમ કહીને જુમો તો છેક તેના પગ પાસે પડ્યો.

દર પળે ટ્રેનના ધબકારા વધ્યા. સિસોટી પર સિસોટી થઈ. જોસબંધ ફરતાં પૈડાં સંભળાયાં. જુમો વેણુને ભેટી પડ્યો, પણ જેવી ગાડી છેક પાસે આવી કે તરત જ, પોતે બેભાન થાય તે પહેલાં વેણુએ માથું ઊંચક્યું, અને પોતાના શેઠને બચાવવા, એક ઝપાટે માથું મારીને તેને પાટાથી દૂર ફેંકી દીધો.

વેણુ પર થઈને આખી ટ્રેન ચાલી ગઈ. તેના ધગધગતા લોહીના પ્રવાહથી જુમાનું કેડિયું ભીંજાઈ ગયું. તેને કળ વળી ને બેઠો થયો, ત્યારે લોહીના ખાબોચિયામાં ઢંકાયેલા થોડા છૂટાછવાયા ભાગ સિવાય તેના પ્યારા મિત્ર વેણુનું કંઈ પણ નામનિશાન રહ્યું ન હતું !

હજી પણ હમેશાં જુમો સવારમાં જ એકલો અશાંત, એ રસ્તે ફૂલ લઈને આવતો દેખાય છે, અને એના એક માનીતા પથ્થર પર ફૂલ મૂકીને ‘વેણુ! ........ વેણુ! ...... વેણુ!’ એમ ત્રણ બૂમ પાડીને ચાલ્યો જાય છે!

— ધૂમકેતુ

—સ્વાધ્યાય—

૧. ‘તું ઘેર જઈને ખાજે.’ એમ જુમાએ વેણુને ક્યારે અને શા માટે કહ્યું?
૨. વેણુ કેવી રીતે મુસીબતમાં આવી પડ્યો?
૩. જુમાએ વેણુને બચાવવા કયા કયા પ્રયત્નો કર્યા?
૪. અત્યારના ઊગતા યુવાનોને ગરીબનાં દુઃખની પરવા નથી એમ લેખકે શી રીતે બતાવ્યું છે?
૫. પશુ પણ માલિકનો સાચો પ્રેમ સમજી શકે છે? કયો પ્રસંગ આપણને આ સત્યનું ભાન કરાવે છે? તે વર્ણવો.
૬. વેણુ મર્યો પણ વેણુ તરફનો જુમાનો પ્રેમ મર્યો નહિ એ વાત આપણને કયા પ્રસંગથી સમજાય છે? વર્ણન કરો.



## ૧૬. હીરાની કમાણી

‘હીરો કેવું વિચિત્ર ચાલે છે? એની ચાલ ઉપર તમે ધ્યાન આપ્યું છે?’ મારી સ્ત્રીએ પૂછ્યું.

મેં એની ચાલને ધ્યાનપૂર્વક જોઈ હતી એટલું જ નહિ, પણ મેં એનો ખાસ અભ્યાસ કર્યો હતો. જે કાંઈ અકુદરતી હોય છે, તેના તરફ આપણું ધ્યાન ખેંચાયા સિવાય રહેતું જ નથી. ટ્રામમાં તમે કોઈ બાડા માણસની સામે અથવા ફાટેલા હોઠવાળાની સામે બેઠા હો, તો તમારી નજર તેના તરફ આપોઆપ જાય છે. હીરાની ચાલ પણ એવી જ હતી. તે બેઠો હોય કે ઊભો હોય, ત્યારે તમને ખબર ન પડે કે તેના પગમાં

કાંઈ ખોડ છે. પણ જ્યારે તે ચાલવા માંડે છે — એક ડગલું આગળ ભરે છે, ત્યારે તેનો ડાબો પગ એવો તો વાંકો વળે છે કે જાણે હમણાં તે પડી જશે; પણ એમ કાંઈ બનતું નથી. તરત જ તે સીધો ટટાર થઈ જાય છે અને પોતાના શરીરનું સમતોલપણું જાળવી રાખે છે.

'એણે એના પગને કોઈ દાક્તરને બતાવ્યો છે કે નહિ?' મારી સ્ત્રીએ આગળ ચલાવ્યું. કોઈને જરા પણ ખોડખાંપણ હોય તે એને ગમતું નહિ.

મેં જવાબ આપ્યો, 'મેં એને એ વિષે કાંઈ પૂછયું નથી.'

પણ હીરો કોણ તે જાણવા તમે આતુર હશો. હીરો અમારો નોકર હતો. જુવાનિયો હતો. ઘરનું બધું ઉપલક કામ તે કરતો. કાંઈ સંદેશા લઈ જવા કે લાવવા, બજારમાંથી ચીજો ખરીદી લાવવી, અણગમતા મળવા આવનારાઓને ગમે તેમ સમજાવી પાછા કાઢવા, વગેરે કામો તે કરતો. હીરો સ્વભાવે આનંદી હતો અને બધાંનો વિશ્વાસપાત્ર હતો, પણ એની ચાલ વિચિત્ર હતી.

એક દિવસ મેં એને પૂછયું : 'હીરા, તારે તારા પગનું કાંઈ કરવું જોઈએ. કોઈ સારા દાકતરને બતાવતો કેમ નથી?'

હીરો હસ્યો. તે બોલ્યો : 'અરે બહુ યે ઇસ્પિતાલોમાં ગયો અને કેટલા યે દાકતરોએ મને તપાસ્યો, પણ કોઈ કાંઈ કરી શકયું નહિ. નાનો હતો ત્યારે છાપરા પરથી પડી ગયેલો ત્યારનું આવું થયું છે. દાકતરોએ મારા પગ પર ખૂબ ધ્યાન દીધું હતું, પણ તેઓ એને બરાબર કરી શકયા નહિ. અને હવે તો કાંઈ કરવાપણું રહ્યું પણ નથી; કારણ કે એની બધી ગોઠવણ થઈ ચૂકી છે અને પૈસા પણ આવી ગયા છે.'

'એની ગોઠવણ? અને પૈસા? એ કેવા?' મેં પૂછ્યું.

'એ તો મેં મારો પગ પેલી નવી ઇસ્પિતાલના સર્જનને વેચી દીધો છે—માત્ર પગ નહિ, પણ આખું શરીર; મને એના પાંચસો રૂપિયા ઊપજ્યા છે. અલબત, મારા મૂઆ પછી જ એ તેને આપવાનું છે. અને આને માટે એટલી ભાંજગડ થઈ છે કે હવે તો એ જેમ છે તેમ જ રાખવામાં સાર છે.'

'પણ આ ગોઠવણ તેં સર્જન સાથે કરી શી રીતે?'

'એના હાથમાં મારો કેસ હતો. થોડા દિવસ તો એણે મહેનત કરી, પણ પછી બધાની પેઠે તે પણ કહેવા લાગ્યો, 'જો, હીરા! આ પગ સારો થાય એમ છે જ નહિ. પણ ઇસ્પિતાલ માટે તારો પગ મારે વેચાતો લેવો છે. આ કેસ તદ્દન નવી જ જાતનો છે અને અમને લોકોને કાંઈ નવી શોધખોળ કરવા એ પગ કામ લાગશે. ત્રણસો રૂપિયામાં તું એ મને લખી આપશે? અલબત, તારા મૂઆ પછી જ એ અમારી માલિકીનો થાય એવું લખાણ કરીશું.'

મેં કહ્યું, 'જો હું વેચાણ કરું તો તો રોકડા પૈસાથી જ કરું, પણ મારે થોડો વિચાર કરવો પડશે.' આ પછી હું ઘેર ગયો અને મારા બુઢ્ઢા બાપને મેં વાત કરી. તેણે મને જરા મોંઘા થઈને રકઝક કરવાની શિખામણ આપી કે તેથી થોડા રૂપિયા વધારે મળે. આ પછી હું સર્જન પાસે ગયો અને રકઝક કરતાં કરતાં પાંચસેં રૂપિયામાં કબૂલ થયો. મેં પાંચસેં રૂપિયા રોકડા ગણી લીધા અને લખાણ પણ કરી આપ્યું.'

મેં કહ્યું, 'ભારે કરી તેં તો. આવું તો મેં કદી સાંભળ્યું નથી!

હીરાએ જવાબ આપ્યો, 'અરે, મેં જ એકલાએ આમ નથી કર્યું. તમે પેલા ભગાને ઓળખો છો?'

'ના. ભગો વળી કોણ?'

'કેમ, પેલો બુઢ્ઢો ભગો જેનું માથું વધતું જ જાય છે—ઉપરથી નહિ પણ બાજુથી યે મોટું ને મોટું થતું જાય છે તે. મારો બાપ તેને ઓળખે છે. તેનું માથું વધવા લાગ્યું તે પહેલાં તે મારા બાપ જોડે જ કામ કરતો હતો. અને હજી પણ કોઈ કોઈ વાર તે અમારે ત્યાં આવી ચડે છે. એક દિવસ તેણે અમને કહ્યું કે તેણે તેનું શરીર હજાર રૂપિયે સર્જનને વેચી દીધું. કાંઈ શોધખોળને માટે ઉપયોગી થઈ પડશે એમ દાક્તરે ધાર્યું હશે. તે વાત કરીને ગયો તે પછી મારો બાપ મારા ઉપર ખૂબ ગુસ્સે થયો, અને માત્ર પાંચસેં રૂપિયામાં મેં પગ વેચ્યો તે માટે મને ઠપકો દેવા લાગ્યો. મારો પગ પેલા ભગાના માથા જેટલો જ કીમતી હતો એમ તે કહેવા લાગ્યો. અને વાત પણ કાંઈ ખોટી નથી. એના માથાના હજાર, તો મારા પગના હજાર કેમ નહિ!'

'પછી હું મોટરસાઈકિલ ખરીદવાનો વિચાર કરવા લાગ્યો. મોટરસાઈકિલ પર ફરવાની મજા પડે ખરી! વળી પગને એટલી તકલીફ તો ઓછી! થોડા રૂપિયા તો મારી પાસે હતા, પણ બસેં રૂપિયા ખૂટતા હતા. મેં મારા બાપ જોડે વાત કરી. તેણે કહ્યું, 'પેલા સર્જનને જઈને વાત કરને. ભલો માણસ છે: એટલા તો તે તને ઉછીના આપશે.'

'હું ગયો સર્જન પાસે. સર્જન તો વાત સાંભળીને જ લાલપીળો થઈ ગયો. ઘાંટા પાડીને તે મને કહેવા લાગ્યો, 'કાંઈ ભાનબાન છે? મોટરસાઈકિલ પર ફરવું છે? એમાં કેટલું જોખમ છે તેનો વિચાર કર્યો? અકસ્માત થાય અને પેલા મારા—અરે તારા પગને કાંઈ ઈજા થાય તો? તારે ખાસ કાળજી રાખવી પડશે. પગને ઈજા થાય એવું કશું તારે કરવાનું નથી. પાંચસો રૂપિયા કાંઈ અમથા નથી આપ્યા! જોઈએ તો બીજા બસો રૂપિયા લઈ જા, પણ મોટરસાઈકિલ લેવાની નથી.'

'હું કબૂલ થયો અને લખી આપ્યું કે કોઈ પણ દિવસ મારે મોટરસાઇકલ ખરીદવી નહિ, અને મોટર કદાચ સોંઘી થઈ જાય તો મોટર પણ ન ખરીદવી.'

'આ વાત તો આટલેથી પતી. પણ પછી વીજળી જોડે મારું વેવિશાળ થયું. તેણે મારા પગ તરફ કાંઈ ખાસ ધ્યાન નહોતું આપ્યું. પગ આવો કેમ થઈ ગયેલો તે જ વાત મેં તેને કરી હતી. વીજળી મારા પર ખુશ હતી એટલે મારા પગની પરવા તેણે કરી નહિ.

પણ વીજળીને એક ભાઈ છે. તે એક ઑફિસમાં નોકરી કરે છે. નવરાશના વખતમાં કેવા કેવા ધંધા કરીને તે પૈસા કમાય છે તેની એક દિવસ તે બધાની આગળ બડાઈ કરવા લાગ્યો. તેની બડાઈની વાત સાંભળીને મને લાગ્યું કે 'હું કેમ પાછળ પડી જાઉં?' એટલે મેં પણ મારી આખી વાત કહી સંભળાવી.–લંગડા પગની, સર્જનની અને સાતસો રૂપિયાની. વીજળી પર મારી અક્કલહોશિયારીની છાપ પાડવા માટે મેં જરા મીઠુંમરચું ભભરાવીને જ વાત કરી. છાપ પાડવાની તો બાજુએ રહી, પણ વીજળી તો ઊલટી મારા પર ગુસ્સે થઈ. પગ સંબંધી બધું લખાણ રદ કરવાનું તે મને કહેવા લાગી. તે કહેવા લાગી, 'હું તારી જોડે પરણું એટલે તારું શરીર, જીવ સૌ મારું થાય. એમાં કોઈનો ભાગ કેવો? મોટો ધન્વંતરિ હોય તે તેના ઘરનો. મારા વરના શરીર પર તેનો હક કેવો?' એટલું કહીને તે તો જાતે જ સર્જન પાસે જવાને તૈયાર થઈ. મેં તેને જેમ તેમ રોકી. ત્યારપછી પણ ઘણી વાર તે સર્જન પાસે જવા તૈયાર થઈ હતી, પણ આજ સુધી તેને સમજાવી પટાવીને મેં માંડી વળાવ્યું છે. પણ એ કાંઈ વધારે વાર રોકી રોકાવાની નથી એમ મને લાગે છે. એના જેવી છોકરીના મગજમાં એક વાત ભરાઈ કે તે પછી ત્યાં ચોંટી જ બેસવાની....'

આ વાત પછી બેએક વરસ વીતી ગયાં. હીરો અમને છોડી બીજે ગયો હતો. એક દિવસ અચાનક જ અમે ભેગાં થઈ ગયાં. હું નાટક જોવા ગયો હતો. ઇન્ટર્વલમાં હું પાસેના રેસ્ટોરાંમાં ચા પીવા ગયો ત્યાં મેં હીરાને જોયો. મારે માટે ચાનો કપ એ જ લઈ આવ્યો હતો. મેં પૂછ્યું, 'તું ક્યાંથી અહીં, હીરા ?'

'એ તો સાહેબ હું રેસ્ટોરાંમાં નોકરી રહ્યો છું. પગાર સારો મળે છે.'

પછી તે બીજા કોઈ ઘરાકને ચા આપવા અંદર ચાલી ગયો, ત્યારે મેં જોયું કે પહેલાંના કરતાં તે તદ્દન જુદી જ રીતે ચાલતો હતો. ડાબા પગની વિચિત્રતા જતી રહી હતી. એ પણ બરાબર જમણા જેવો જ થઈ ગયો હતો, અને બધા ચાલે છે તેવી સ્વાભાવિક ચાલથી જ હવે તે ચાલતો હતો.

થોડી મિનિટ પછી તે પાછો મારી પાસે આવ્યો. નાટકનો બાકીનો ભાગ શરૂ થવાની ઘંટડી વાગી, પણ મને નાટકના કરતાં હીરામાં વધારે રસ પડેલો હોવાથી હું રેસ્ટોરાંમાં જ બેસી રહ્યો. અહીં મેં હીરાની બાકીની વાત સાંભળી.

આની પહેલાં હું એક હૉટેલમાં કામ કરતો; ત્યાં એક માણસ રોજ બપોરે ચા પીવા આવતો. તે હંમેશ મારા તરફ ધ્યાન-પૂર્વક જોયા કરતો. એક દિવસ તેણે મને પૂછ્યું: 'આ તારા પગને તેં કોઈને બતાવેલો કે નહિ ?'

મેં કહ્યું, 'બતાવેલો તો ખરો, પણ એનું કાંઈ થઈ શકે એમ નથી એવું બધા કહે છે.' પછી મેં મારા મન સાથે વિચાર્યું કે જો તું એને ખરીદવાનો વિચાર રાખતો હોય તો હવે તારું કાંઈ વળે એમ નથી. બે જણાને કાંઈ એક શરીર વેચાય ! હીરો એમ તો પ્રામાણિક છે.

'પછી તેણે મને કહ્યું, 'જો, તું મને પ્રયત્ન કરવા દે. હું પણ હાડવૈદ છું; અને મારે તારી પાસે કાંઈ પૈસા લેવા નથી. મને તો લાગે છે કે તું સારો થઈ જશે.'

'એટલે મેં વિચાર્યું કે પૈસા તો આપવાના નથી, તો પછી છોને થોડી ગડમથલ કરી જોતો. પણ બાપ રે બાપ! એની ગડમથલ એટલે તો શું? મારા પગનો તો એણે રોટલો કરી નાખ્યો. રોજ તે આમ ખેંચે ને તેમ ખેંચે; આમ મરડે ને તેમ મરડે. પણ થોડા વખતમાં મને લાગ્યું કે હું સારો થતો જતો હતો. એક મહિનામાં તો જમણા અને ડાબા પગ વચ્ચે કશો ફેર રહ્યો નહિ, અને હું બરાબર ચાલવા લાગ્યો.

'તદ્દન સારું થઈ ગયું એટલે હાડવૈદને થોડા પૈસા આપવાનું મને મન થયું; પણ તેણે પૈસા લેવાની ચોખ્ખી ના પાડી. પણ



સર્જન ખૂબ ગુસ્સે થયો.

પેલી નવી ઇસ્પિતાલના સર્જનને મારો પગ બતાવી આવવાનું તેણે મને કહ્યું. તેના કહેવા પ્રમાણે હું સર્જનને પગ બતાવી આવ્યો.

મેં પૂછ્યું, 'સર્જને શું કહ્યું? તે તો ખુશ થયો હશે, નહિ વારુ?'

'અરે ના, ના. મોટરસાઈકલ વખતે તે જેટલો ખિજાયેલો, તેના કરતાં પણ વધારે આ વખત તે ખિજાઈ ગયો અને બોલ્યો, 'ધૂર્ત! હરામખોર! નીકળ અહીંથી. મારી પાસે પૈસા લઈને મને દગો દીધો!' આટલું બોલીને તેણે મને ઊંચકીને બહાર ફેંકી દીધો, અને પેલું વેચાણખત પણ મારા ઉપર ફેંક્યું.'

મેં હીરાને અભિનંદન આપ્યાં અને કહ્યું, 'વીજળી તો ખૂબ રાજી થઈ હશે?'

'વીજળી? એ વાત તો રહી જ ગઈ. મેં સર્જન પાસે જઈને વેચાણખત રદ કરવાની આખરે ના જ પાડી, ત્યારે તેણે મને પડતો મૂકયો અને બીજા કોઈ જોડે તે પરણી ગઈ. હમણાં બીજી એક છોકરી જોડે મારું વેવિશાળ થયું છે. એ તો સમજુ છોકરી છે. કોઈ વખત જરા ઉદાસ હોય કે એને કાંઈ ગમતું ન હોય ત્યારે હું મારા શરીરના વેચાણની વાત કહું છું—પહેલેથી છેલ્લે સુધી. એટલે પછી એ એવી તો ખડખડાટ હસે છે, અને કહે છે કે આવી રમૂજી વાર્તા તો એણે કદી સાંભળી જ નહોતી. આખી વાતમાંથી એક પણ શબ્દ એ સાચો માનતી નથી. એ તો એને બનાવટી વાર્તા જ સમજે છે. વીજળીએ પણ એને બનાવટી વાર્તા જ ગણી કાઢી હોત તો કેવું!'

—કીકુભાઈ રતનજી દેસાઈ

— સ્વાધ્યાય —

૧. હીરાની ચાલ વિચિત્ર હોવાનું શું કારણ હતું? ક્યારથી અને કેવી રીતે આ ખોડ એને આવી?

૨. હીરાને સર્જનની સાથે કયો કોલકરાર થયો હતો? હીરાની કઈ વાતથી સર્જન લાલપીળો થઈ ગયો હતો?
૩. હીરાનો અને લેખકનો મેળાપ એકેક વરસ પછી ક્યાં થયો? લેખકને હીરાની કઈ બાબતથી નવાઈ લાગી? લેખક નાટકમાં ન જતાં રેસ્ટોરાંમાં કેમ બેસી રહ્યો?
૪. હીરાએ પોતાના આગલા શેઠ (લેખક) આગળ પોતાનો પગ કેવી રીતે સારો થયો તેનું જે વર્ણન કર્યું તે વર્ણન તમારા શબ્દોમાં કરો.



## ૧૭. ધર્મે જય

એક હતો બ્રાહ્મણ અને એક હતી બ્રાહ્મણી. તેમને ચાર છોકરાં. પણ ગરીબ એવાં કે ન પૂછો વાત. આખું ગામ ફરે ત્યારે માંડ બે મૂઠી ધાન મળે. બ્રાહ્મણ–બ્રાહ્મણી તો ખાવા પામે જ નહિ. પણ બિચારાં છોકરાં પણ પેટપૂર ખાવા નહોતાં પામતાં. પોતાનું દુઃખ તો એ બે જણ નહોતાં ગણકારતાં, પણ નાનાંનાનાં બાળકો ભૂખે ટળવળે એ રોજરોજ શી રીતે ખમાય?

આખરે બ્રાહ્મણને જિંદગીનો કંટાળો આવ્યો અને આપઘાત કરવાનો મનસૂબો કરી બ્રાહ્મણીને કંઈ પણ કહ્યા વગર તે ઘરમાંથી નીકળી ગયો.

દુઃખની મૂર્તિ સમો બ્રાહ્મણ વાટ કાપતો જાય છે. જતાં જતાં માર્ગમાં તેને એક સંન્યાસી મળ્યા. સંન્યાસીને જોતાં જ બ્રાહ્મણે હાથ જોડીને પ્રણામ કર્યા અને તે એમની પાસે જઈને ઊભો. સંન્યાસીએ બ્રાહ્મણનો ઉદાસ ચહેરો જોઈ હેત લાવી પૂછ્યું: 'બેટા! તું આમ દુઃખી કેમ દેખાય છે? તારે શું દુઃખ છે?'

બ્રાહ્મણની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. તે બોલ્યો: 'મહારાજ, હું જિંદગીથી કંટાળી ગયો છું અને ઘર છોડીને નીકળ્યો

છું. ગમે તે ઉપાયે જીવનનો અંત આવે તો સારું. હવે તમે મને કૃપા કરીને કહો કે મારું મૃત્યુ ક્યારે છે?'

બ્રાહ્મણની વાત સાંભળીને સંન્યાસીએ કહ્યું: 'બેટા, તું મરવા કેમ ઇચ્છે છે? પહેલાં તું મને તારી બધી વાત માંડીને કહે, ત્યારપછી હું તારા પ્રશ્નનો ઉત્તર આપીશ.'

બ્રાહ્મણે પોતાના દળદરની વાત સંન્યાસીને કહી સંભળાવી અને પછી કહ્યું: 'મહારાજ, આ દુઃખ હવે નથી સહેવાતું. બધું સહેવાય, પણ પેટનાં છોકરાંની ભૂખની ચીસ નથી સહેવાતી.'

બ્રાહ્મણની બધી વાત શાંત ચિત્તે સાંભળ્યા પછી સંન્યાસીએ કહ્યું: 'બેટા, તું સંસારી છે. સંસારમાં તને સુખ નથી એ તારાં પૂર્વજન્મનાં કર્મનું પરિણામ છે, એટલે સંસારથી કંટાળી મરણ માગવાનો તને હક્ક નથી. આપઘાત મહાપાપ કહેવાય એટલે એ વિચાર તો તું છોડી જ દેજે. હમણાં તારે માથે અલક્ષ્મી બેઠાં છે. અને જ્યાં સુધી અલક્ષ્મી છે ત્યાં સુધી તારું દળદર ફીટવાનું નથી.'

સંન્યાસીનાં વચન સાંભળી બ્રાહ્મણ ઊંડો નિસાસો નાખી બોલ્યો: 'મહારાજ, એનો કાંઈ ઉપાય?'

સંન્યાસીએ કહ્યું: 'એક ઉપાય છે. તું ઘેર જઈને અલક્ષ્મીની મૂર્તિ તૈયાર કર અને તેની યથાવિધિ પૂજા કર. પૂજા કરી રહ્યા પછી મૂર્તિ માથે લઈ શહેરમાં ઘેરઘેર ફરજે અને લોકોને પૂછજે કે કોઈએ અલક્ષ્મી લેવી છે. જે કોઈ માગે તેને મૂર્તિ આપી દઈ તું પાછો ઘેર આવી રહેજે અને જે થાય તે જોયા કરજે.'

સંન્યાસીનું કહેવું એકચિત્તે સાંભળી લીધા પછી બ્રાહ્મણે પૂછ્યું: 'મહારાજ, એ તો જાણે સમજ્યો. પણ અલક્ષ્મીને લેવા કોણ અભાગિયો તૈયાર થશે? જો કોઈ જ ન લે તો મારે શું કરવું?'

'જો કોઈ જ ન લે તો પછી મારી પાસે આવજે. હું તને રસ્તો બતાવીશ.' એમ કહીને સંન્યાસી અંતર્ધાન થઈ ગયા.

બ્રાહ્મણે ઘેર આવીને બધી વાત બ્રાહ્મણીને કહી. બંનેએ મળીને અલક્ષ્મીની પૂજાની બધી તૈયારી કરી. પહેલાં તો અલક્ષ્મીની મૂર્તિ બનાવી. જૂનું ખડ, સાવરણીની દોરડી, ભાંગેલા વાંસ અને સડેલાં તળાવડાંની કાળી માટી—એ બધું ભેગું કરીને મૂર્તિ બનાવી. પડોશીને ઘેરથી રાખ માગી આણી (પોતાને ઘેર તો ચૂલા સળગે તો રાખ થાય ને!) મૂર્તિને રંગી અને પછી તેને લોઢાનાં ઘરેણાં પહેરાવ્યાં, તથા ફાટ્યાંતૂટ્યાં ચીંથરાંને કોલસામાં રંગી તેનાં વસ્ત્રો પહેરાવ્યાં. આમ મૂર્તિ તૈયાર થઈ એટલે બ્રાહ્મણે મંત્રો ભણી તેની યથાવિધિ પ્રતિષ્ઠા અને પૂજા કરી. પૂજા થઈ રહી એટલે બ્રાહ્મણ તો સંન્યાસીનાં કહેવા પ્રમાણે મૂર્તિ માથે લઈને ગામમાં ફરવા નીકળી પડ્યો.

'કોઈ અલક્ષ્મી લેશો કે અલક્ષ્મી!'

જ્યાં બ્રાહ્મણે બૂમ પાડી કે તરત 'આઘો મર અહીંથી બામણા' કરતોકને એક જણ તેને મારવા આવ્યો.

થોડે દૂર જઈ તેણે ફરી બૂમ પાડી.

'કોઈ અલક્ષ્મી લેશો કે અલક્ષ્મી!'

'ગાંડો થયો છે કે શું?' 'બેચાર પડ્યા વિના પાધરો થવાનો નથી.' વગેરે જાતજાતનાં વચનો સાંભળતો તે આગળ જવા લાગ્યો.

બપોર થયા. સાંજ પડી. રાત ઊતરી. એક દિવસ ગયો. બે દિવસ ગયા. ત્રણ દિવસ ગયા. પણ કોઈ અલક્ષ્મી લેતું નથી. અને બ્રાહ્મણનો છૂટકારો થતો નથી. તેને થવા લાગ્યું કે આના કરતાં તો ભૂખનું દુઃખ સારું હતું. આ તો ભૂખ્યે પેટે માથે મૂર્તિ લઈને ભટકવાનું.

એવામાં એક દિવસ તેને ખબર મળી કે પાસેના રાજ્યમાં રાજાએ એક નવો હાટ બેસાડ્યો છે. તે હાટમાં જે કોઈ પોતાનો માલ વેચવા જાય છે, તેનો માલ જો ન વેચાય તો રાજાએ પોતે ખરીદી લેવાનું જાહેર કર્યું છે. બ્રાહ્મણ તો ઊપડ્યો તે હાટમાં.

હાટમાં જઈને બ્રાહ્મણ તો ઊભો છે. પણ અલક્ષ્મી કોણ લે? સાંજ પડી. બધા દુકાનદારો દુકાન ઉઠાવી રસ્તે પડ્યા. પણ બ્રાહ્મણ બેઠો હતો. આખરે રાજાના ગુમાસ્તાએ આવીને તેને પૂછ્યું: 'કેમ અલ્યા, આ શું છે તારી પાસે?'



બ્રાહ્મણે કહ્યું: 'અલક્ષ્મી. કોઈએ મારી અલક્ષ્મી ન લીધી અને હાટ તો પૂરો થઈ ગયો. હવે તમારા ઢંઢેરા પ્રમાણે તમે એ રાખી લો.'

ઢંઢેરો પિટાવ્યો હતો ખરો, પણ અલક્ષ્મી ખરીદી લેવી એવો હુકમ એને મળ્યો નહોતો. એટલે ગુમાસ્તો તો વજીર પાસે ગયો. વજીર પણ મૂંઝાયો. તેણે રાજાને જઈને વાત કરી.

રાજા પણ વિમાસણમાં પડ્યો. કાં તો અલક્ષ્મી લેવી, ને કાં તો વચનભંગ કરવો. અલક્ષ્મીનો સ્વીકાર કર્યા વિના વચનપાલન અશક્ય હતું. રાજલક્ષ્મી જતી કરવી કે વચન જતું કરવું? ઘડીભર તો રાજા મૂઢ જેવો થઈ ગયો, પણ પછી તેણે અલક્ષ્મીનો સ્વીકાર કરી વચનપાલન કરવાનો નિશ્ચય કર્યો. બ્રાહ્મણને ખોળો ભરીને સોનામહોર આપી અલક્ષ્મીની મૂર્તિ ખરીદી લીધી અને તેને વિદાય કર્યો.

રાજા અલક્ષ્મીને લઈને રાજમહેલમાં આવ્યો અને ભારે ઠાઠમાઠથી તેની પૂજા કરી પોતાના મહેલમાં તેની સ્થાપના કરી. પણ રાજાનું મન ઉદાસ થઈ ગયું.

દુ:ખમાં ને દુ:ખમાં રાજાએ તે રાતે ખાધું પણ નહિ. ધીમેધીમે મધરાત થવા આવી. બધા લોકો ગાઢ નિદ્રામાં ઘોરતા હતા. એવે વખતે એકલો બેઠો રાજા ભારે વિચારમાં પડી ગયો હતો.

લાંબા વખત સુધી વિચાર કર્યા પછી રાજાએ એકાએક પાછળ ફરીને જોયું તો રૂપરૂપના અંબાર સમી કોઈ સ્ત્રી તેના મહેલમાંથી બહાર નીકળતી હતી. તેને આખે શરીરે ઘરેણાં અને રેશમી વસ્ત્રો ઝળહળી રહ્યાં હતાં. એને જોતાં જ રાજા તો ચકિત થઈ ગયો. આ કોણ હશે એ કાંઈ રાજાને સમજાયું નહિ. પણ થોડી જ વારમાં પેલી સ્ત્રી ધીમેધીમે રાજાની પાસે આવી અને રાજાને ઘસાઈને ચાલી. રાજા ઊભો થયો અને તેણે બીતાં બીતાં પેલી સ્ત્રીને પૂછયું: 'તમે કોણ છો?'

પેલી સ્ત્રીએ મધુર ને કોમળ કંઠે જવાબ દીધો: 'હું આ રાજમહેલની રાજલક્ષ્મી છું. વરસો થયાં હું અહીં રહેતી આવી છું. પણ આજે હવે રજા લઉં છું.'

રાજાએ સાષ્ટાંગ નમસ્કાર કરી હાથ જોડીને કહ્યું: 'માતાજી, આપ શા માટે જાઓ છો?'

લક્ષ્મીએ જવાબ આપ્યો : ‘ હું હવે અહીં શી રીતે રહું ? રાજાએ પોતે જ અલક્ષ્મીને લાવીને અહીં સ્થાપી છે. જ્યાં અલક્ષ્મીનો વાસ હોય ત્યાં હું શી રીતે રહું ? ’

રાજા બધું સમજી ગયો. તે થોડી વાર મૂંગો રહ્યો. પછી ફરી વાર સાષ્ટાંગ પ્રણામ કરી તેણે લક્ષ્મીને કહ્યું : ‘ માતાજી, આપની અહીં રહેવાની ઇચ્છા ન હોય તો સુખેથી પધારો. આ સેવકના પ્રણામ સ્વીકારો. ’

લક્ષ્મી ચંચળ ચરણે ચાલી ગયાં. હજી તો બે ક્ષણે થઈ નહોતી ત્યાં તો એક તેજસ્વી પુરુષની મૂર્તિએ દેખા દીધી. સોનેરી વાનની કાયા, ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલાં, કાનમાં સોનાનાં કુંડળ. રાજાએ પગે પડીને પૂછયું : ‘ ભગવાન, આપ કોણ છો ? કયાં જાઓ છો ? ’

એ દિવ્ય પુરુષે ઉત્તર દીધો : ‘ વિષ્ણુ–નારાયણ છું. જ્યાં લક્ષ્મી ન હોય ત્યાં હું ન રહી શકું. જ્યાં લક્ષ્મી ત્યાં હું. ’

રાજાએ ફરી પ્રણામ કરી વિષ્ણુને વિદાય કર્યા. આ પ્રમાણે એક પછી એક એમ બ્રહ્મા, શિવ વગેરે દેવોએ વિદાય લીધી. આખરે સફેત વસ્ત્રો ધારણ કરેલા એક અજબ કાંતિમાન પુરુષે દેખા દીધી. રાજા તો તૈયાર જ હતો. તેણે સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું : ‘ બધાં તો ગયાં, હવે આપ કોણ છો અને કયાં જાઓ છો ? ’

‘ હું ધર્મ છું. બધા દેવો ગયા એટલે હવે હું પણ જાઉં છું. ’

ધર્મનું બોલવું પૂરું થાય તે પહેલાં જ રાજા ધર્મના પગ પકડી બોલી ઊઠ્યો : ‘ આપ જો આ સ્થાન છોડી જવા માગતા હો તો જાઓ. વચનપાલન કરી ધર્મ સાચવવા માટે જ આ રાજમહેલમાં મેં અલક્ષ્મીને આણી છે, અને રાજ્યલક્ષ્મી ખોઈ છે. હવે હે ધર્મ ! તમે પણ મને છોડી જાઓ છો ! તો ભલે,

મેં મારો ધર્મ યથાશક્તિ પાળ્યો છે. હવે તમને જે ધર્મ લાગે તે કહો. મારે બીજું કંઈ જ કહેવાનું નથી.'



ધર્મ ત્યારે મૂંઝવણમાં પડ્યા. તેમને એકદમ તો કંઈ સૂઝયું જ નહિ. તેઓ સ્થિર થઈને ખૂબ વિચાર કરવા લાગ્યા. બધા દેવો ચાલ્યા ગયા હતા. રાજાએ કેવળ ધર્મનું પાલન કરવા માટે જ બધા દેવોને વિદાય આપી હતી, એટલે હવે રાજ્યમહેલ છોડતાં ધર્મના પગ ઊપડતા નહોતા. ધર્મ બોલ્યા : 'બેટા, અજાણતાં મારી ભૂલ થઈ ગઈ. બીજા દેવો ગયા તો છો ગયા. તું દુઃખ કરીશ નહિ. હિંમત રાખજે. હું તને કોઈ કાળે નહિ છોડું. આ હું પાછો મારે ઠેકાણે જાઉં છું,' એમ કહીને ધર્મ પાછા રાજમહેલમાં ચાલ્યા ગયા.

રાજા હજી ત્યાં જ દરવાજા આગળ બેઠો હતો. થોડી જ વારમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વગેરે બધાય દેવો એકે એક

આવીને દરવાજા આગળ ખડા થયા. રાજાએ પૂછયું: 'હે દેવો, આપ લોકો અત્યારમાં પાછા ક્યાં જાઓ છો ?'

દેવોએ કહ્યું : 'અમો પાછા આ રાજમહેલમાં પ્રવેશ કરીએ છીએ. ધર્મને છોડીને અમે શી રીતે જઈએ? અમારાથી જવાયું નહિ એટલે જ અમે પાછા આવ્યા છીએ.'

'જેવી આપની મરજી. આવો પધારો.' કહીને રાજાએ બધાને માનપૂર્વક મહેલમાં આવકાર આપ્યો. છેક છેવટે સુગંધી છાબ હાથમાં લઈને સ્વયં લક્ષ્મી પણ પાછાં આવીને ખડાં થયાં.

રાજા: 'માજી ! આપ પણ પાછાં પધાર્યાં ?'

લક્ષ્મી : 'હા બેટા, ન જવાયું.'

'પધારો મા, આ બધું આપનું જ છે,' એમ કહી લક્ષ્મીને લઈને રાજાએ મહેલમાં પ્રવેશ કર્યો.

—નગીનદાસ પારેખ

## — સ્વાધ્યાય —

૧. સંન્યાસીએ બ્રાહ્મણને તેના દુઃખનું શું કારણ બતાવ્યું અને તેમાંથી છૂટવા શો ઉપાય બતાવ્યો ?
૨. બ્રાહ્મણને અલક્ષ્મીની મૂર્તિ વેચતાં શો અનુભવ થયો ? રાજાને એ અપ્રિય મૂર્તિ કેમ લેવી પડી ?
૩. મધરાતે લક્ષ્મી અને બીજા દેવો મહેલ છોડી ગયા તે પ્રસંગનું વર્ણન કરો.
૪. રાજા અને ધર્મ વચ્ચે થયેલો સંવાદ વર્ણવો. ધર્મ મહેલની બહાર જઈ શક્યા નહિ એનું શું કારણ? આનું શું પરિણામ આવ્યું ?
૫ આ વાર્તાને 'ધર્મે જય' એવું નામ શા માટે આપ્યું છે ?



## ૧૮. મહાદેવભાઈ દેસાઈ

રામ અને સીતાની વાતો કરીએ એટલે એમની અપાર ભક્તિથી સેવા કરનાર હનુમાન યાદ આવ્યા વિના ન રહે. હનુમાન રામના મોટામાં મોટા ભક્ત હતા. આમ જ જ્યારે મહાત્મા ગાંધીની પુણ્ય અને પવિત્ર વાતો કરીએ ત્યારે એમની અખંડ ભક્તિભાવથી સેવા કરનાર સ્વ. મહાદેવભાઈ દેસાઇની સ્મૃતિ આવ્યા વિના રહે કે? મહાદેવભાઈ એટલે ગાંધીજીના પરમ ભક્ત.

મહાદેવભાઈનું મૂળ વતન સૂરત જિલ્લામાં આવેલું દિહેણ ગામ છે, પણ એમનો જન્મ ઓલપાડ તાલુકામાં આવેલા સરસ ગામે થયો હતો. ગામનું નામ પણ કેવું? આવા સરસ જીવને જન્મ આપીને ગામે જાણે પોતાનું નામ સાર્થક કર્યું. જ્ઞાતિએ એઓ અનાવિલ બ્રાહ્મણ હતા. અનાવિલ બ્રાહ્મણો દેસાઈને નામે ઓળખાય છે. એમના પિતા ગુજરાતી શાળામાં શિક્ષક હતા, એટલે પિતાની કેળવણી બાબતની ચીવટનો લાભ પુત્રને મળ્યો. વારસામાં મળેલી તેજસ્વી બુદ્ધિ અને પિતાની દેખરેખ એટલે શાળાના અભ્યાસમાં મહાદેવભાઈ બધા શિક્ષકોને પ્રિય થઈ પડ્યા. શાળાનો અભ્યાસ પૂરો કરી એ કોલેજમાં ગયા અને ત્યાં પણ તેજસ્વી અભ્યાસથી ઝળકી ઊઠ્યા.

પિતાએ નાનપણથી જ મહાદેવના મનમાં ધર્મના સંસ્કારો નાખ્યા હતા. કોલેજમાં જ્યારે એ ભણતા હતા ત્યારે એમણે વિવેકાનંદ અને સ્વામી રામતીર્થનાં ધાર્મિક પુસ્તકો વાંચ્યાં. આમ ઊગતી અવસ્થામાં પુસ્તકોમાંના હૃદયને પલટાવી નાખે એવા એમનામાં ધાર્મિક વૃત્તિનાં બીજ દૃઢ થયાં. આ જ સમય દરમિયાન દેશમાં લોકમાન્ય ટિળક લોકોને દેશપ્રેમની ભાવના શીખવી રહ્યા હતા. તેઓ કહેતા હતા કે સ્વરાજ તો આપણો જન્મસિદ્ધ હક છે. આ ભાવનાની અસરે મહાદેવભાઈને રાષ્ટ્રપ્રેમી બનાવ્યા. આ ધર્મપ્રેમ અને રાષ્ટ્રપ્રેમનાં બીજ ગાંધીજીના સહવાસમાં

ઊગ્યાં, ફૂલી ફાલીને પાંગર્યાં અને તેમણે મહાદેવભાઈના જીવનને સુગંધમય બનાવી દીધું.

કૉલેજની બી. એ. ની પરીક્ષા પાસ કરી એમણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. વકીલ થવા માટેની કાયદાની બંને એલએલ. બી. ની પરીક્ષાઓ પસાર કરી. અભ્યાસ પૂરો થયો. હવે શું? તરત જ જવાબદારીના ભાનવાળા મહાદેવભાઈનું લક્ષ ઘરની જવાબદારી ઉપાડવા તરફ ગયું. વૃદ્ધ પિતાને માથેથી જવાબદારી ઉપાડી લઉં અને તેમને આરામ આપું, એવી ઝંખના આ પિતૃભક્ત પુત્રનું હૈયું કરવા લાગ્યું.

શરૂઆતમાં મહાદેવભાઈ ઓરિએન્ટલ ટ્રાન્સ્લેટરની ઑફિસમાં નોકરીએ રહ્યા. ત્યાંથી તેઓ અમદાવાદ વકીલાત કરવા ગયા. વળી તે છોડીને સહકારી ખાતામાં ઇન્સ્પેકટર તરીકે કામ કરવા લાગ્યા. પણ એમના સ્વતંત્ર અને પ્રમાણિક સ્વભાવને લીધે એમને ક્યાંય ફાવ્યું નહિ. બધે જ એમનું મન રૂંધાતું હોય એમ લાગ્યું. વકીલાત પણ એમણે કરી જોઈ પણ તેમાં યે એમને સારી કમાણી દેખાઈ નહિ. હા, એ વખતે એમણે એક સાચી કમાણી કરી અને તે શ્રી. નરહરિભાઈ પરીખની મૈત્રી. નરહરિભાઈની દોસ્તી મહાદેવભાઈને મન જીવનનો એક લહાવો હતો. આ જ મૈત્રીએ ગાંધીજી પ્રત્યેના આકર્ષણમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. મહાદેવભાઈ ગાંધીજીને ચરણે બેઠા તે પહેલાં નરહરિભાઈ ગાંધીજીના આશ્રમમાં જોડાઈ ગયા હતા. એક ગુરુના બે શિષ્યો વચ્ચે ગાઢ મૈત્રી હોય એ કુદરતી છે.

ઘરની જવાબદારી લક્ષમાં હતી એટલે મહાદેવભાઈ નોકરી કરતા ગયા, પણ મનમાં મૂંઝવણનો પાર નહિ. શું કરું એ પ્રશ્નનો જવાબ જડે નહિ અને મનમાં ચોમેર અંધારું જણાયા કરે.

પરંતુ આકાશમાં પ્રભાત ઊગે છે એટલે ઝાંખો પ્રકાશ પણ રાત્રીના અંધકારને દૂર કરવા માંડે છે. મહાદેવભાઈને માટે પણ જાણે પ્રભાત ઊગ્યું. દક્ષિણ આફ્રિકાથી ગાંધીજી હિંદમાં કાયમનો વસવાટ કરવાને આવ્યા અને એમણે સાબરમતીને તીરે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી.

આશ્રમના શરૂઆતના દિવસોમાં મહાદેવભાઈને ગાંધીજી સાથે પરિચય થયો. ગાંધીજીના સ્પર્શથી એમના મનનું અંધારું જાણે અદૃશ્ય થતું હોય એમ લાગ્યું. ત્યારથી એમના મનમાં જાણે ગાંધીજીને ચરણે બેસી જીવન ગાળું એવી ઇચ્છા જાગી ઊઠી, પણ તરત તો એ આશ્રમમાં જોડાયા નહિ.

મહાદેવભાઈનો અભ્યાસ બહુ ઊંચા પ્રકારનો હતો. એમનો ગુજરાતી અને અંગ્રેજી ભાષા પરનો કાબૂ પણ અસાધારણ હતો. એમની આ શક્તિથી જુદી જુદી સંસ્થાઓમાં કામ કરતા નેતાઓનું મન મહાદેવભાઈ પર ચોંટતું હતું. બધા જ એમને બોલાવે અને કહે, "મહાદેવભાઈ, તમે અમારી સાથે કામ કરો." શું કરવું એ બાબતમાં એમણે ગાંધીજીની સલાહ લેવાનો વિચાર કર્યો. હૈયે તો ગાંધીજી હતા ને ?

આ અરસામાં ગાંધીજી મુંબઈ આવ્યા હતા. મહાદેવભાઈ તેમને મળ્યા. ગાંધીજીએ પ્રેમપૂર્વક કહ્યું, "મહાદેવ, તારે ક્યાંય જવાનું નથી. તારું સ્થાન તો મારી પાસે છે. મને ઘણા સાથીઓ મળ્યા છે પણ તેમાંથી એક સિવાય કોઈને મેં તમે મારી પાસે રહો એમ કહ્યું નથી. દક્ષિણ આફ્રિકામાં મી. પોલાકને મારી પાસે રહેવાનું કહ્યું હતું. આજ તને કહું છું. તારો સ્વભાવ, તારી ભાષા અને તારા અક્ષર—એ બધું જોતાં મને જોઈએ એવો માણસ તું જ છે." કેવા મહાન પુરુષની કૃપા મહાદેવભાઈ પર

ઊતરી. આવા મહાન પુરુષના શબ્દોથી પોતાના ભાગ્યના દરવાજા ઊઘડી ગયા એમ એમને લાગ્યું. એમને હૈયે આનંદ વ્યાપી રહ્યો, પણ એ તરત હા પાડી શકયા નહિ. મહાદેવભાઈનો પિતૃપ્રેમ અખૂટ હતો. પિતાને પૂછ્યા વિના જીવનમાં મહાન ફેરફાર આણનારું પગલું ભરાય જ કેમ?

પિતાને પોતાનો વિચાર કહ્યો, અને આશ્રમજીવન માટે રજા માગી. પિતાએ શરૂઆતમાં આનાકાની કરી, પણ ગાંધીજીની પાસે રહેવાની પુત્રની અતિશય આતુરતા જોઈ એમણે રજા આપી. ઘરના આશીર્વાદ મેળવી મહાદેવભાઈ ગાંધીજીને હાથે જીવનને ઘડવા માટે આશ્રમમાં આવ્યા. એમના મીઠા સ્વભાવથી એ સર્વ કોઈ સાથે ભળી ગયા અને સૌને પ્રિય થઈ પડ્યા.—જાણે મીઠા દૂધમાં સાકર ભળી ગઈ અને આશ્રમજીવનને મધુર બનાવ્યું.

આશ્રમમાં મહાદેવભાઈ આવ્યા ત્યારથી એ ગાંધીજીની સાથે રહ્યા અને એમના મંત્રી બન્યા; ત્યારથી બાપુજીનાં સુખ-દુઃખના સાથી બનીને જીવ્યા. સત્યાગ્રહની એકે એક લડતમાં એમણે બાપુજી સાથે શ્રદ્ધાપૂર્વક ઝંપલાવ્યું અને ૧૯૪૨ ના ઑગસ્ટની પંદરમીએ જેલમાં ગાંધીજીના સાથી તરીકે જ મૃત્યુ પામ્યા. આશ્રમમાં જે દિવસે મહાદેવભાઈ આવ્યા ત્યારે ગાંધીજીની જે આંખો આનંદથી છલકી ઊઠી હશે તેને જ મહાદેવભાઈના મૃત્યુએ શોકનાં આંસુથી છલકાવી દીધી. આમ વિશ્વના મહાનમાં મહાન, પવિત્રમાં પવિત્ર અને ભવ્યમાં ભવ્ય એવા મહાત્માની આંખો છલકાવી એ જીવ્યા, અને આંખો છલકાવીને એ ચાલ્યા ગયા. આથી જ એમનું જીવન ધન્ય અને અમર બન્યું છે.

મહાદેવભાઈએ ગાંધીજી સાથે રહીને તેમના વિચારો પચાવ્યા હતા એટલું જ નહિ, પણ તેને આચારમાં ઊતારવાની તેમની

તમન્ના પણ એમના ગુરુ જેટલી જ તીવ્ર હતી. ગુરુને પગલે ચાલે અને ગુરુ જે આચરે તે આચરી બતાવે, તે જ સાચો શિષ્ય.

## માતૃભાષાનો પ્રેમ

ગાંધીજી હિંદ આવ્યા અને અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. શરૂઆતના દિવસો દરમિયાન એમને મળવા મહાદેવભાઈ ગયા હતા. વિવિધ વાતો કરતાં કરતાં સાહિત્યની વાત શરૂ થઈ. વાતચીત કરતા જાય અને વાતની ગરમીમાં આવી જાય, એટલે વચ્ચે વચ્ચે મહાદેવભાઈ અંગ્રેજી શબ્દો વાપરતા જાય. વાતચીત પૂરી થઈ. ગાંધીજી ધીમે રહીને હસતાં હસતાં બોલ્યા, "તમારી મા આગળ આવું બધું બોલો તો મા જાણે કે દીકરો બહુ ભણ્યો છે, પણ બિચારી કશું સમજે નહિ!" આ ટાણો મહાદેવભાઈના હૈયે સોંસરો ઊતરી ગયો. અને એ જ ટાણો માતૃભાષાના પ્રેમનો પાયો બન્યો. માતૃભાષાના પ્રેમની કસોટીમાંથી પણ મહાદેવભાઈ પાર ઊતર્યા.

વાત એમ બની હતી કે ૧૯૩૦ના સત્યાગ્રહની લડત વખતે સરદાર વલ્લભભાઈ પટેલ સાબરમતી જેલમાં કેદી તરીકે હતા. મહાદેવભાઈ તેમને મળવા ગયા. જેલના વડા અધિકારીએ તેમને કહ્યું, "તમે બંને શી વાતો કરો છો તે સમજી શકું એટલા માટે તમારે અંગ્રેજીમાં બોલવું પડશે. ગુજરાતીમાં વાત નહિ કરી શકો." મહાદેવભાઈએ કહ્યું, "અમારી બંનેની માતૃભાષા ગુજરાતી છે. અમે ગુજરાતીમાં જ વાત કરીશું. હું મારા ઘરનાં માણસો સાથે અંગ્રેજીમાં બોલું તો સરદાર સાથે અંગ્રેજીમાં બોલું. તમે ગુજરાતમાં અધિકારી થયા છો એટલે તમારે ગુજરાતી જાણવું જોઈએ. અને તમે જો અંગ્રેજીનો આગ્રહ રાખશો તો હું મુલાકાત

પડતી મૂકીશ, પણ અંગ્રેજીમાં બોલવાનું નહિ બને." માતૃભાષા પ્રત્યેનો મહાદેવભાઈનો પ્રેમ અહીં શબ્દે શબ્દે ઝળકી ઉઠે છે.

## વેરીનો મિત્ર

ગાંધીજીના સાચા પ્રેમની અદ્‌ભુત અસરથી કેટલાયે શત્રુ મટી મિત્ર બન્યા છે. વેરીના હૈયાને જીતવાની આવી જ શક્તિ મહાદેવભાઈમાં પણ હતી.

મહાદેવભાઈને ૧૯૩૦ની સત્યાગ્રહની લડતમાં જેલની સજા થઈ. પોલીસો તેમને જેલમાં લઈ જવા જેલગાડી લાવ્યા હતા. મહાદેવભાઈ હસતે મુખે ગાડીમાં બેઠા. આજુબાજુ લોકોની મેદની જામી હતી. તેઓ મહાદેવભાઈને હાર પહેરાવી ઉમળકાભરી વિદાય આપવા માંગતા હતા. પણ આ કાર્યને માટે જેલગાડીનો ગોરો સાર્જંટ ખોટી થવા તૈયાર નહોતો. તેણે ગાડી ઉપડાવી દીધી. ગાડી દોડવા લાગી. સાથે લોકો પણ પાછળ દોડવા લાગ્યા. મહાદેવભાઈએ લોકોને પાછળ ન આવવા વિનવ્યા, પણ લોકોના હૈયામાં ઊલટેલો પ્રેમ એમ કરવા તૈયાર નહોતો. મોટર જરા દૂર ગઈ અને લોકો હતાશ થયા. કોઈકે એક પથ્થર ઉપાડી ગોરા પર ફેંકયો. ગોરાને પથ્થર લાગ્યો અને તે સાથે જ તેના મોંમાંથી ગાળો સરી પડી. મહાદેવભાઈએ મોટર થોભાવવા કહ્યું. તે બોલ્યા, "મારા ભાઈઓની આ ભૂલ છે. હું તેમને સમજાવું. તમે મોટર થોભાવી મને તક આપો." મોટર તો ચાલતી જ રહી. ગોરો સાર્જંટ ધૂંધવાતો જ રહ્યો. મહાદેવભાઈના મોં પર શોક ફરી વળ્યો, પણ ગોરા તરફ તો તેમને જરાયે તિરસ્કાર થયો નહિ. તેઓ પ્રેમપૂર્વક બોલ્યા, "લો, એ પથ્થર તમે મને મારો. મારા ભાઈઓના ખોટા કાર્ય બદલ હું પ્રાયશ્ચિત કરીશ." આ પ્રેમાળ શબ્દોએ ગોરાના હૈયાને સ્પર્શ કર્યો. તે જરા નરમ પડ્યો. ત્યાં તો મહાદેવભાઈએ વળી કહ્યું,

"તમે મને ન મારી શકો તો એ પથ્થર મને આપો. હું જાતે મારા માથામાં મારીશ. આથી તમને શાંતિ થશે."

અહિંસાની ભાવના કેવી હોય તેનું દર્શન ગોરાને થયું. તે શાંત થયો અને મહાદેવભાઈ સાથે વાતે વળગ્યો. મોટર દોડતી રહી. રસ્તામાં સત્યાગ્રહ આશ્રમ આવ્યો. મહાદેવભાઈએ તરત તેના તરફ આંગળી ચીંધી કહ્યું, "હું મુક્ત બનું અને દેશમાં શાંતિ થાય એટલે તમે અહીં જરૂર આવજો. મારું નિમંત્રણ સ્વીકારશો ને?" પછી તેમણે ગોરાને તેનું નામ પૂછ્યું. ગોરાએ કાગળની કાપલી કાઢી ત્યાં મહાદેવભાઈએ પોતાની પેન લખવા માટે આપી. ગોરાએ નામ લખ્યું અને પેન પાછી આપવા હાથ લંબાવ્યો ત્યાં મહાદેવભાઈ બોલ્યા, "એ પેન તમારી પાસે રહેવા દો. મને પેલો પથ્થર પાછો આપો." ગોરાનું હૈયું પીગળી ગયું. તેણે પથ્થર મહાદેવભાઈના હાથમાં મૂકી દીધો. જાણે હિંદીઓ તરફ હૈયામાં ચડેલું વેર હૈયા બહાર કાઢી નાખ્યું. મહાદેવભાઈ બોલ્યા, "લોકોએ તમને પથ્થર માર્યો એ ખોટું કર્યું. એથી તમારું મન કડવું બને એ કુદરતી છે, પણ મને શ્રદ્ધા છે કે મારા ભાઈઓ પોતાની ભૂલ સમજાતાં જરૂર પશ્ચાત્તાપ કરશે. પશ્ચાત્તાપ કરશે એટલે આવું ફરી ન કરવાનો નિશ્ચય કરશે." પછી પથ્થર બહાર ફેંકતાં શબ્દો ઉમેર્યા, "પણ આ પથ્થરની માફક તમે એ કડવી સ્મૃતિને મનની બહાર ફેંકી દેજો."

ગોરા સાર્જંટના મોં પર હવે હાસ્ય આવી ગયું હતું. તે પ્રેમપૂર્વક બોલ્યો, "એ કડવી સ્મૃતિ તો મેં ક્યારની યે બહાર ફેંકી દીધી છે."

**— સ્વાધ્યાય —**

૧. મહાદેવભાઈમાં ધર્મ, પ્રેમ અને રાષ્ટ્રપ્રેમનાં બીજ કેવી રીતે રોપાયાં અને તે ક્યાં ખીલી ઊઠ્યાં?

૨. મહાદેવભાઈનો જીવ નોકરીમાં કેમ ગૂંગળાતો હતો? છતાં કેમ નોકરી ચાલુ રાખતા હતા? એમના મનની મૂંઝવણ ક્યારે દૂર થઈ? એમના ભાગ્યના દરવાજા ક્યારે ખૂલી ગયા?
૩. મહાદેવભાઈ પિતૃભક્ત હતા તેનો તેમણે ભરેલાં જુદાં જુદાં પગલાં વર્ણવી ખ્યાલ આપો.
૪. મહાદેવભાઈ કેવી રીતે માતૃભાષા પર પ્રેમ રાખતાં થયા? એ પ્રેમની કસોટીમાંથી પણ ક્યારે પસાર થયા અને કેવી રીતે તે પ્રસંગનું વર્ણન કરો.
૫. મહાદેવભાઈએ સાર્જંટ પાસેથી પથ્થર શા માટે માગ્યો? અને તે બહાર શા માટે ફેંકી દીધો?
૬. વેરીને પણ વશ કરવાની શક્તિ મહાદેવભાઈમાં હતીઃ આ પ્રસંગ વર્ણવી બતાવો.



## ૧૯. વાળાની હરણપૂજા

હરણાંનાં ટોળાં હાલ્યાં જતાં હોય, પણ સોરઠનો વાળો કાઠી કે વાળો રજપૂત એના પર ઘા કરતો નથી. વાળાની સીમોમાં એ સુંવાળાં, રૂપાળાં પશુ નિર્ભયપણે ચારો ચરે છે. એનો શિકાર કરવા આવનારને સાચો વાળો રજપૂત પ્રાણ સાટે પણ ગોળી છોડવા દેતો નથી. વાળો હરણાંને પૂજે છે. જૂના કાળમાં હરણાંએ એના વંશ સાટુ જીવ દીધા હતા.

વાત એમ બોલાતી આવે છે કે પાદશાહની કચેરીમાં કોઈ ચાડીલો ચારણ હોડ વદી બેઠો. પાદશાહ બોલ્યા કે 'હસીને માથાં ઉતારી દેનારા રજપૂતો હવે મરી ખૂટ્યા.'

ચારણે જવાબ ચોડ્યો કે 'પાદશાહ! તમને ખબર જ નથી. રજપૂત કુળ હજી જીવે છે. એવા પડ્યા છે કે સાત દીકરાનાં શિર એક સામટાં વધેરી લો તો ય હસતાં હસતાં સાતેનાં મોત ઓળઘોળ કરે, અને સાતેની આંખો પગ હેઠળ ચાંપે. આંખમાંથી એક આંસુ ય ન દડવા દે.

ચારણનો ગર્વ પાદશાહથી ખમાયો નહિ. કચેરીના લોકો પણ આ બોલને વણતોળ્યા સમજીને દાંત કાઢવા લાગ્યા. ચારણે ફરી વાર પડકાર્યું કે 'સાત સાત દીકરાની આંખ્યું હસતાં હસતાં પગ હેઠળ ચાંપનારા હઠાળા રજપૂતો પડ્યા છે. અને પાદશાહ! વખનાં પારખાં ન હોય. દાંત કાઢીને કોઈ રજપૂતોને બદનામું દો મા, બાપ!'

ચારણની કુલ્ય દેખીને ચડસે ચડેલો પાદશાહ પૂછે છે: 'એવો કોઈ રજપૂત ન મિલે તો? તો ગઢવા, તમે શું હારો?'

'હું હારું મારા પંડના દીકરા.'

'ઠીક, ચારણ! આજથી તમારા દીકરાને અમારી અટકાયતમાં લેખજો. આજથી છ મહિનાની અવધ આપું છું. લઈ આવો એવા રજપૂતને અને એના સાતે દીકરાને સોતો; અને શર્ત પાળી બતાવો. રજપૂત ને હું બેય પાસે રમીએ: એના સાતે દીકરાનાં ડોકાં ઊડે: ને રમતો રમતો બાપ એની આંખો ચાંપે, ફેર પડે તો તારા દીકરાને પણ જલ્લાદ પાસે કપાવું. જા, ગોતી આવ.'

સાતે પુત્રોને બંદીખાને સોંપી ચારણ ચાલી નીકળ્યો. ગામેગામ ને રાજ્યેરાજ્યમાં આથડે છે. ક્ષત્રિયોની પાસે એકી સાથે સાત સાત પુત્રોનાં માથાંનો સવાલ કરે છે. જે સાંભળે છે તે હાહાકાર કરી ઊઠે છે. પેટના દીકરાને કપાવી નાખવાનું કોનું હૈયું કબૂલે!

ગઢવી કાઠિયાવાડના વળા ગામમાં આવી પહોંચ્યો. એ ગામમાં વાળો રાજ કરે. વાળાએ ચારણનો સવાલ સાંભળીને સાતે દીકરાને બોલાવ્યા.

સાતે જણે શિર ઝુકાવ્યાં. બાપુનો બોલ માથે ચડાવ્યો. સાતે હસીને બોલી ઊઠ્યા કે 'બાપુ, એમાં આવડી બધી સમજાવટ શા કારણ?'

સાત દીકરાને અને એના પિતાને સાથે લઈ ચારણ દિલ્હી નગરમાં મુદત પહેલાં એક જ દિવસ વહેલો આવી પહોંચ્યો. કચેરીમાં જઈને હાકલ કરી કે 'જય હો ક્ષત્રી જાતનો!'

પાદશાહ તાજુબ બન્યો. પણ તે એટલેથી ઠગાય તેવો ન હતો. એણે સાતે ક્ષત્રીપુત્રોને બોલાવી કહ્યું: 'આ મશ્કરી ન સમજતા. કાલ સવારે તમારાં માથાં આ કચેરીમાં ટીંગાતાં હશે.'

સાતે જણાએ જવાબમાં ફક્ત હસ્યા જ કર્યું.

બાદશાહે ફરી ફાંફાં માર્યાં: 'બેવકૂફ બાળકો. વિચાર કરો.'

રજપૂતોએ હસ્યા જ કર્યું. વાળા દરબાર તરફ જોઈને ખુન્નસ-ભર્યાં નેત્રે પાદશાહ બોલ્યો: 'દરબાર, દાન દેવાની રીત જાણો છો?'

'જાણું છું, છતાં ફરમાવો.'

'જુઓ, દાન દેતી વખત ખુશાલી રાખવી પડશે. દાતાનો એ ધર્મ છે કે કચવાતે દિલે દાન ન દેવાય, કેમકે તે મંજૂર ન થાય.'

'ક્ષત્રીને એમાં કાંઈ નવું નથી.'

'સુણો, સુણો, કાલે સવારે આ મેડી ઉપર એક પછી એક તમારા બેટાઓના ડોકાં પર તલવાર પડશે. એ અવાજ તમે સાંભળશો; એ સાંભળતાં સાંભળતાં મારી સાથે તમારે ચોપાટ ખેલવી પડશે. તમારા બેટાની એક પછી એક બબ્બે આંખો હાજર થશે. તેને તમારે હસતે ચહેરે તમારા પગ નીચે ચગદવી પડશે. એ દરમિયાન જો આંખમાં જરા પણ પાણી દેખાશે, અવાજમાં જરા પણ દુ:ખ દેખાશે, રમતમાં જરા પણ શરત ચુકાશે કે એક નિસાસો પણ નીકળશે, તો એ દાન ફોક થશે, ને હું ચારણના દીકરાનો પણ જાન લઈશ.'

'સુખેથી પાદશાહ, સુખેથી.'

બીજે દિવસે સવાર પડ્યું. કચેરીમાં મેદની માતી નથી. ચોપાટ મંડાઈ. ખડખડાટ હસીને વાળાએ પાસા રેડવ્યા; સાથોસાથ બાદશાહનો હુકમ છૂટ્યો કે 'ચલાવો કતલ!'

'ચલાવો કતલ!' નો પોકાર પડતાં તો સાત ક્ષત્રીપુત્રોમાંથી મોટેરાને ઉપાડી મેડી પર લઈ ગયા. ઉપલી મેડી પર 'ધડાક' એવો અવાજ થયો, જાણે એક માથું પડ્યું. બે ઘડીમાં તો બે મોટી મોટી આંખો અને સાથે ચારણનો એક દીકરો દરબારની પાસે હાજર થયો. પાદશાહ કહે: 'લો દરબાર, આ તમારા મોટા દીકરાની આંખો.'

દરબારે એ બે આંખોને પગ નીચે ચગદી. છૂટેલા ચારણપુત્રને માથે હાથ મેલ્યો ને ખુશખુશાલ દિલે હસતા હસતા ચોપાટ આગળ ચલાવી.

બીજી વાર ધડાકો, લોહીની નીકો અને પોતાના બીજા બેટાની આંખો. બાપ એ આંખોને ઓળખી ઓળખીને ચગદતો જાય છે; છૂટ્યા ચારણપુત્રને આશીર્વાદ દઈ રમત ખેલતો જાય છે. એની આંખમાં આંસુ નથી; મોંમાં નિઃશ્વાસ નથી; અંતરમાં ઉદાસી નથી.

એમ છ દીકરાની જીવનલીલા પૂરી થઈ ગઈ. પાદશાહના ચહેરા પરથી બધું નૂર ઊડી ગયું.

ત્યાં તો સાતમો ધડાકો થયો, અને દરબારના હાથમાં આંખો આવી પહોંચી. બાપે એને પણ કચરી નાખી. પણ ઓચિંતાં એની આંખોમાંથી બે આંસુ દડી પડ્યાં.

'બસ, ખલ્લાસ!' બાદશાહ ઊછળીને તાળીઓ પાડતો પોકારી ઊઠ્યો, 'તમારી સખાવત ફોક ગઈ. પકડો એ સાતે ચારણોને, ને ઉડાવી દો સાતેનાં ડોકાં!'

વાળો રજપૂત ગરીબડો બનીને કહે કે 'પાદશાહ, પહેલાં મારી કથા સાંભળી લો. ' હું રોઈ પડ્યો, તે મારા દીકરાને માટે નહિ. '



બાદશાહે ઊછળીને તાળીઓ પાડી.

' ત્યારે ? '

' આ નાનેરો બાળ મારો નથી. એ પરાયો દીકરો છે. મને વિચાર આવ્યો કે અરેરે ! આ તો એક માણસનો જીવ ઉગારવા બીજા એક પરાયા બાળકને જ મરવું પડ્યું. મારે એક વધુ દીકરો હોત તો પારકા પેટની હત્યા ન થાત એવા ખેદથી જ મારાથી રોઈ જવાયું. હું સૂરજની સાખે કહું છું. '

' આ સાતમો દીકરો તમારો નહોતો ? '

' સમજાવું. મારે છ જ દીકરા હતા. એક દિવસ પરોઢિયે હું ગામને પાદર દિશાએ ગયો. ત્યાં એક બાળકનું રોવું કાને પડ્યું. જોઉં તો વડલાની પોલાણમાં તાજું જન્મેલું એક બચ્ચું સૂતેલું.

એની ડોકમાં એક ચિઠ્ઠી બાંધેલી. ચિઠ્ઠીમાં લખ્યું હતું કે 'આ ચારણનો બાળક છે. એના બાપને જોશીએ કહેલું કે દીકરાનું મોં જોઈશ તો આંધળો થઈશ. અમારું મવાડું અહીં નીકળેલું. અહીંયાં બાળક અવતર્યો એટલે આંહી એને રેઢો મૂકીને અમે ચાલ્યાં જઈએ છીએ. ચારણ છે, બચાવશો તો પૂણ્ય થશે.' આ બાળકને હું ઘેર લાવ્યો. ઉછેરીને મોટો કર્યો. જગતે જાણ્યું કે એ મારો જ દીકરો છે. જહાંપનાહ, આજ રોઉં છું; કારણ કે એક દીકરાની ખોટે આજ એ નાનેથી ઉછેરેલા એક પારકા દીકરાનો પ્રાણ ગયો.'

'શાબાશ! શાબાશ! ગભરાશો નહિ. નથી મર્યો એ ચારણ કે નથી મર્યો તમારો એકે ય દીકરો.'

'અરે પાદશાહ, હવે મશ્કરી શીદ કરો છો?'

'પહેરેગીર! સાતે દીકરાને હાજર કરો.'

મેડી ઉપરથી સાતે દીકરા આવીને ઊભા રહ્યા.

'ક્ષત્રિયબચ્ચા! પાદશાહ લોહીનો તરસ્યો નથી. એને કસોટી કરવી હતી.'

'ત્યારે આ આંખો કોની? મારા દીકરાને બદલે કોણ મર્યું?'

'સાત હરણાં.'

'આજથી એ પરગજુ હરણાં મારે ને મારા તમામ વંશજોને પૂજવાનાં પ્રાણીઓ બન્યાં.'

કચેરીમાં પાદશાહે પિતાપુત્રોને ઊંચા સરપાવ બક્ષ્યા; તેની બેસુમાર તારીફ કરી; અને પાછા કાઠિયાવાડ વળાવ્યા.

—ઝવેરચંદ મેઘાણી

—સ્વાધ્યાય—

૧. ચારણને પાદશાહ સાથે હોડ મારવાનું શું કારણ મળ્યું? એણે કઈ હોડ કબૂલ રાખી?
૨. ચારણ કોની શોધ કરવા નીકળ્યો? એની મનની ઇચ્છા ક્યાં સંતોષાઈ?

૩. પાદશાહે રાજપૂત દરબાર સાથે કઈ શરત કરી ?
૪. દરબારની આંખમાં ક્યારે આંસુ આવી ગયાં ? પાદશાહે આ જોઈને શું કર્યું ?
૫. દરબારે આંસુની બાબતમાં શો ખુલાસો કર્યો ? પાદશાહે તરત શું કર્યું ? એણે છોકરાને શા માટે નહોતા મારી નંખાવ્યા ?
૬. દરબારે હરણની પૂજા કરવાનો નિશ્ચય શા માટે કર્યો ?



## ૨૦. નાનો ગોવાળ

ઠંડા પ્રદેશમાં ઉનાળાના દિવસો સુંદર હોય છે. આકાશમાં એકે વાદળ દેખાય નહિ અને જ્યાં જુઓ ત્યાં સૂર્યનાં હૂંફાળાં કિરણો પથરાયેલાં હોય જ.

આવા સુંદર દિવસે, સવારના પહોરમાં, એક ગામડાના ખેતરમાંથી ગોપાળ નામનો એક નાનો ગોવાળિયો બહાર નીકળ્યો. તેના પગ ઉઘાડા હતા, તેના શરીરે ફાટ્યાંતૂટ્યાં વસ્ત્રો હતાં અને હાથમાં એક નાની ડાંગ હતી. પીઠે પંદરવીસ ગાયોનું ટોળું ચાલી રહ્યું હતું. ગોપાળનું મોં પડી ગયેલું દેખાતું હતું. જે ખેડૂતને ત્યાં એ નોકર હતો તેને ત્યાં એને ખૂબ દુઃખ હતું. પેટ પૂરતું ખાવાનું મળતું નહિ. સવારના ઊઠીને કશું યે ખાધા વિના ગાયોને ચરાવવા લઈ જવાની ! ગોપાળની તે વળી ઉંમરે કેવડી કે એનું ચિત્ત ગાયોમાં ભૂખ્યા પેટે રહી શકે ! રસ્તે જતાં બોર જેવાં ફળો મળી જાય તો કેવું ! એવા વિચારો કરતો હતો તે ચાલતો હતો, અને રોજિંદી ટેવને લીધે ગાયોનું ટોળું તેની પાછળ જઈ રહ્યું હતું.

થોડી વારમાં પર્વતની તળેટી આવી. ત્યાં એક જગાએ લીલુંછમ ઘાસ ઊગ્યું હતું. ગાયો તો હોંસે હોંસે ઘાસને વાગો-

ળવા લાગી, પણ બિચારો ગોપાળ તો ઊંધું મોં કરી ઘાસ પર પડી રહ્યો! ભૂખ્યા પેટે તે વળી કોને ઝળહળતો સૂર્ય કે લીલાં સુંદર ઝાડો જોવાનું મન થાય. થોડી વાર આમ પડી રહ્યો ત્યાં એકાએક એને એની માના શબ્દો યાદ આવ્યા: બેટા, કદી યે સોંપેલું કામ કરવાનું ચૂકીશ નહિ.

ગોપાળ કૂદકો મારી ઊભો થયો અને ગાયોને ગણવા લાગ્યો. જોયું તો એક ગાય દૂર ગઈ હતી. તેને હાંકતો ટોળા તરફ આવી રહ્યો હતો ત્યાં તેણે પગથીની પાસે લીલા ઘાસમાં અર્ધા સંતાયેલા એવા બે કાચના જોડા જોયા. કિરણોને લીધે તે ચળકાટ મારી રહ્યા હતા. ગોપાળનું હૈયું આનંદથી કૂદાકૂદ કરવા લાગ્યું. તેણે જોડા પહેરી જોયા. કેવા પગને બંધબેસતા! જાણે એને માટે જ બનાવ્યા ન હોય! પહેરીને તે રૂઆબભેર ચાલવા લાગ્યો. જાણે રાજા ન હોય! તે ભૂખને ભૂલી ગયો અને આનંદથી ગાવા લાગ્યો. આમ કરતાં ઘેર જવાની વેળ થઈ રહી હતી ત્યાં એક નાનો છોકરો રડતો રડતો આવ્યો. ગોપાળે તેને કહ્યું, “કેમ રે ભાઈ, રડે છે કેમ? ચાલ, મારી સાથે જરા કૂદવા લાગ અને આનંદી બની જા.” છોકરો બોલ્યો, “હું કયાંથી કૂદું? મારા કાચના જોડા ખોવાઈ ગયા છે. તેં અહીં ક્યાંક જોયા છે?”

ઊંચા ઊંચા ઘાસમાં ગોપાળના પગો ઢંકાઈ ગયા હતા. જોડા દેખાતા નહોતા. ગોપાળને વિચાર થયો કે લાવ, હું કહી દઉં કે મેં કાચના જોડા જોયા નથી. પણ આવો ખરાબ વિચાર એક ક્ષણ જ ટક્યો. તરત જ તે બોલ્યો, “હા, ભાઈ, મેં એ જોડા જોયા છે. આ જ તારા જોડા ને?” એમ બોલીને તેણે પગ ઊંચા કર્યા અને જોડા આપી દીધા. નાના છોકરાના આનંદનો પાર રહ્યો નહિ. પણ ગોપાળને તો વળી શેઠનું ઘર, ગાયોનું ટોળું,

અને કકડતી ભૂખ યાદ આવી ગઈ! તેનું મન ઉદાસ થઈ ગયું. ગાયોને ભેગી કરી જેવી રીતે સવારે પડેલા મોંએ તે આવ્યો હતો તેવા જ પડેલા મોંએ તે ઘેર ગયો. એની શેઠાણીએ એને થોડી વાસી દાળ, અને સૂકા રોટલાના થોડા ટુકડા આપ્યા. પેટ ભરીને તો ગાળો જ મળી!

ખાઈ કરીને ગોપાળ ગાયના તબેલામાં ઘાસની પથારીમાં પડ્યો. ઊંઘમાં એને સ્વપ્નું આવ્યું. તેમાં એ ફરીથી કાચના જોડા પહેરીને ખૂબ આનંદમાં આમતેમ ફર્યો. પણ જ્યાં પ્રભાતમાં મરઘાએ કૂકરે કૂક કરી વાડાને ગજવી મૂકયો ત્યાં એને ઉઠાડવામાં આવ્યો. વળી લથડતે પગે એ ગાયોને મેદાનમાં લઈ ગયો અને જમીન પર ઊંધું મોં ઘાલી પડી રહ્યો!

થોડી વારમાં એ ઊભો થયો અને જ્યાંથી કાચના જોડા મળ્યા હતા ત્યાં ગયો. આજ વળી ત્યાં એવા જોડા હોય તો કેવી મજા! ત્યાં જોડા તો નહોતા પણ એ જગાની લગભગ પાસે, ઘાસની અંદર એણે એક રાતી વસ્તુ જોઈ. તેને ચોમેર નાની નાની ઘંટડી ટાંગી હતી. ગોપાળ વળી ઉમંગમાં આવી ગયો. તેણે ટોપી માથે મૂકી અને આમતેમ નાચવા લાગ્યો: અહા! ઘંટડીનો કેવો મધુરો અવાજ! સાંભળતાં સાંભળતાં ભૂખને વળી ભૂલી ગયો અને ગાયોને પંપાળી પંપાળી ગીત પર ગીત ગાવા લાગ્યો. મનમાં વિચાર કર્યો કે કદી યે આ ટોપી કોઈને આપીશ નહિ. આ ટોપીમાં તો આનંદ ભરેલો છે.

અડધો દિવસ વીત્યો ત્યાં પરીના જેવી એક સુંદર નાની છોકરી દૂર દેખાઈ. ઊભા ઘાસને તે હાથથી ખસેડી ખસેડીને કંઈ શોધતી હતી. આમ કરતાં તે ગોપાળની પાસે આવી અને તેને પૂછયું, “ભાઈ, તારે માથે પહેરી છે તે મારી ટોપી છે? મારી

આવી જ ટોપી અહીં ખોવાઈ ગઈ છે.” બિચારો ગોપાળ! તેના મનમાં શું નું શું થવા લાગ્યું. તેણે ડોકું ધુણાવ્યું અને કહ્યું, “જા જા, તારે રસ્તે જા.”

નાની છોકરીનું મોં પડી ગયું અને તેની આંખમાંથી આંસુઓ ગાલ પર સરીને ટપકવા લાગ્યાં. તે બોલી, “મારી ટોપી ક્યાં ગઈ? ટોપી વિના ઘેર શી રીતે જઈશ?” છોકરીની આંસુ ભરેલી આંખો જોઈ કે તરત જ ગોપાળે માથેથી ટોપી ખેંચી કાઢી અને છોકરીના હાથમાં મૂકી દીધી. છોકરી તો ઊડતા પંખીની માફક આનંદથી ચાલી ગઈ. ગોપાળનું મન વળી ખાટું થઈ ગયું. ગાયોને ભેગી કરી તે ઘેર ગયો લૂખું સૂકું ખાધું અને ઘાસની પથારીમાં પડ્યો. રાતે ટોપીનું જ સ્વપ્નું આવ્યું!

ત્રીજે દિવસે વળી એ ગાયો ને લઈને ઘાસના મેદાનમાં ગયો. આજ પણ કંઈક મળશે એવી આશા તેના મનમાં હતી. શું બે દિવસ સુધી એને કંઈ ને કંઈ નહોતું મળ્યું? આજે એ મેદાનમાં ફરીને જાતે શોધવા લાગ્યો પણ કંઈ મળ્યું નહિ. નિરાશ થઈને ગાયના પગ પાસે એણે એક ચમકતી વસ્તુ જોઈ. ઉપાડી તો નાનો ઘંટ! ગોપાળને મનમાં થયું કે ભલે ઘંટની કિંમત થોડી હોય, પણ ગાયોને બોલાવવા તો ચાલશે. અને વળી આવો નાનો ઘંટ લેવા પણ કોણ આવશે?

હજી તો ઘંટ ગજવામાં મૂકે છે ત્યાં એક વૃદ્ધ માણસ લાકડીના ટેકાએ ચાલતો આવી પહોંચ્યો. તે બોલ્યો, “છોકરા, તને ઘાસમાંથી ઘંટ જડ્યો છે?” ગોપાળે કહ્યું, “હા, જડ્યો છે. પણ તે મારો છે, કારણ કે તે મને જડ્યો છે.” વૃદ્ધ બોલ્યો, “તારી આ માન્યતા ખોટી છે. ઘંટ મારો છે અને તે મને આપી દેવો જોઈએ.”

" હા, હા ! બધું જ આપી દેવું જોઈએ ! " ગોપાળ બોલ્યો, " કાચના જોડા મળ્યા અને તે આપી દીધા ! રાતી ટોપી મળી તો તે પણ આપી દીધી ! આજ આ ઘંટ મળ્યો ને તે યે આપી દો ! " ડોસાએ કહ્યું, " હા, આપી જ દેવો જોઈએ. જે બીજાનો છે તે રખાય જ શી રીતે ? "

આ શબ્દો સાંભળીને ગોપાળને એની મા યાદ આવી ગઈ. એની માએ એને શીખવ્યું હતું, " બેટા, હમેશાં સાચું હોય તે જ કરવું. " તરત જ ગોપાળે વૃદ્ધના હાથમાં ઘંટ મૂકી દીધો.

ગોપાળે ગાયો ભેગી કરી અને ઘેર જવા તૈયાર થયો એટલે વૃદ્ધે તેને અટકાવ્યો. ગોપાળને કહ્યું, " છોકરા, તને ત્રણ વસ્તુઓ મળી અને એ ત્રણે તેં પાછી આપી દીધી. તું દરેક વખતે સચ્ચાઈથી વર્ત્યો છે. માગ, હું તારી ત્રણ ઇચ્છા પૂરી કરીશ. "

ગોપાળ આનંદમાં આવી ગયો. ત્રણ ઇચ્છા ! અને તે યે ગમે તે ! તે બોલ્યો, " મારે તો રાજા થવું છે. " વૃદ્ધે કહ્યું, " એમ જ થશે. " ગોપાળ વિચારમાં પડ્યો, " હું રાજા થયો એટલે તબેલામાં તો સુવાય જ શી રીતે ? મારે માટે મહેલ જોઈએ જ, " તેણે વૃદ્ધને કહ્યું. " તને મહેલ મળશે. હવે ત્રીજી ઇચ્છા કહે. " ગોપાળ બોલ્યો, " રાજાને એક સુંદર ઘોડો જોઈએ જ. ગામમાં નીકળવું પડે ત્યારે ઘોડા વિના કેમ ચાલે ? મને એક સુંદર ઘોડો આપો. "

વૃદ્ધે જવાબ આપ્યો, " લે આ ઘોડો. " અને શબ્દો સાથે ગોપાળે પોતાની સામે એક સુંદર ઘોડો જોયો. તેની ઉપરનો સામાન સોનારૂપાથી મઢેલો હતો. તેણે આંખો ચોળીને ફરી ફરી જોયું અને ખાતરી કરી કે આ સ્વપ્નું તો નથી ને ! વૃદ્ધ વળી બોલ્યો, " છોકરા, જો પેલો મહેલ. " દૂર ઘાસની પેલે પાર એક મહેલ ચમકતો દેખાતો હતો.



ગોપાળ ઘોડેસવાર થયો અને વૃદ્ધને નમસ્કાર કર્યા. પછી કહ્યું, "મારા મહેલમાં આવવાનું ભૂલશો નહિ. મારી માને આનંદ થશે." પછી તેણે ઘોડાને હાંકી મૂક્યો. મહેલને દરવાજે આવીને એ ઊભો તો ત્યાં તેણે એક મોટી કમાન જોઈ. કમાન પાસે તલવાર હાથમાં રાખી બે ચોકીદારો ઊભા હતા. ગોપાળને સલામ ભરીને તેઓ ઘોડાની લગામ પકડી ઊભા રહ્યા. ગોપાળ હવે રાજાની છટાથી મહેલનાં પગથિયા ચડવા લાગ્યો તે એક મોટા ઓરડામાં ગયો. ત્યાં દરબારીઓ બેઠા હતા. બધા ઊભા થઈ ગયા, ગોપાળને

સલામ ભરી અને મોટેથી બોલ્યા, "અમારા મહારાજાનો જય હો !"

ગોપાળે તરત જ એક સૈનિકને પોતાની માને તેડી લાવવા મોકલ્યો. એની મા આવી અને આ બધું જોઈને હર્ષઘેલી થઈ ગઈ. મા બોલી, "બેટા, આજ સુધી તું ગાયોનો ગોવાળ હતો. હવે પ્રજાનો ગોવાળ બન્યો છું. નાનો ગોવાળ મટી મોટો ગોવાળ બન્યો છું." મા દીકરાને ભેટી પડી અને તેને આશિષ આપી.

— સ્વાધ્યાય —

૧. નાના ગોવાળને સૌથી પહેલો આનંદ ક્યાં અને ક્યારે થયો ? એ આનંદ થોડી વાર જ ટક્યો એનું શું કારણ ?
૨. નાના ગોવાળને બીજી કઈ કઈ વસ્તુઓ મળી ? એ વસ્તુઓ એ ઘેર કેમ ન લઈ જઈ શક્યો ? એણે વસ્તુઓ પાછી આપી તે સારું કર્યું કે ખરાબ? શા માટે ?
૩. ગોવાળ પ્રામાણિક રીતે વર્તી શક્યો તેનું શું કારણ ?
૪. વૃદ્ધ માણસ પાસે ગોવાળે ક્યાં ક્યાં વરદાન માગ્યાં ? નાનો ગોવાળ મોટો ગોવાળ બન્યો એટલે શું ?
૫. ગોપાળ અને વૃદ્ધ વચ્ચે મેળાપ થયો તે પ્રસંગ વર્ણવો.



## ૨૧. ભવ્ય કુરબાની

રાજમહેલનાં દાસદાસીઓનાં નમન ઝીલ્યા વગર સહુના આશ્ચર્ય વચ્ચે વનવીર ખુલ્લી તલવારે રાજમહેલના એક ભાગમાં આવ્યો. એ ભાગમાં આવેલા એક આછા શણગારેલા ઓરડાની બહાર ક્ષણભર એ ઊભો રહ્યો. અંગરક્ષકો સહેજ ચમક્યા. આસપાસના નોકરો પણ ચમક્યા.

'આ ઓરડામાં કોણ છે ?' વનવીરે પૂછ્યું.

'મહારાણા વિક્રમાજીત......' એક અંગરક્ષકે કહ્યું.

'હજી વિક્રમાજીત તમારે મન મહારાણો છે, નહિ?' વનવીરે તિરસ્કારથી પૂછ્યું અને લાત મારી ઓરડાનું બારણું એણે ઉઘાડી નાખ્યું.

એક ઊંચી ગાદી ઉપર પદભ્રષ્ટ મહારાણો વિક્રમાજીત હાથ ઉપર મસ્તક ટેકવી બેઠો હતો. એને કયે સ્થળે પૂરી રાખવામાં આવશે તેનો પણ વિચાર કરવા જેવી સ્થિરતા તેના મનની ન હતી. નિરાશા, વ્યાકુળતા, નિષ્ફળ ક્રોધ જેવી લાગણીઓનું રમતસ્થાન એના મુખ ઉપર દેખાતું હતું.

વનવીરને ખુલ્લી તલવાર સાથે વિક્રમાજીતે ઓરડામાં ધસી આવતો નિહાળ્યો. વિક્રમાજીત પાસે તલવાર પડી હતી. પરંતુ તે લેવા તરફ તેનું ધ્યાન ગયું જ નહિ. જાણે બેધ્યાન હોય એમ એ વનવીરને નિહાળી રહ્યો.

વનવીરે વિક્રમ પાસે આવી તલવાર ઊંચકી અને એક અંગરક્ષકે મોટેથી કહ્યું: 'હાં, હાં, મહારાજ! પદભ્રષ્ટ તોય એ રાજદેહ છે! એના ઉપર હાથ ન થાય!'

'તું દરબારમાં હતો, ખરું ને?' સહેજ અટકી વનવીરે પૂછ્યું.

'જી,' રક્ષકે કહ્યું.

'મારો વિરોધ હું નહિ સાંખું એમ મેં કહ્યું હતું એ યાદ છે કે?'

'જી.'

'ઠીક. આ ક્ષણથી જ તું મારો અંગરક્ષક મટી ગયો માનજે. પાછો ફર.' વનવીરે કહ્યું. અને વિક્રમાજીતની વધારે પાસે આવી તેણે તલવાર ઊંચકી. અંગરક્ષક ત્યાં સહેજ ઊભો રહ્યો અને એનાથી બોલાઈ ગયું.

'હું અંગરક્ષક ભલે મટી ગયો : સામંત મટ્યો નથી.'

'તું અહીંથી ચાલ્યો જા. મારી આજ્ઞા છે. નહિ તો તું જ તલવારનો ભોગ થઈ પડીશ,' વનવીરે કહ્યું. અને કોણ જાણે કેમ એ અંગરક્ષક બનેલો ભીલ સામંત રત્નસિંહ એકાએક ઓરડાની બહાર નીકળ્યો. મહેલના એક ભીલ નોકરને તેણે સાન કરી બીજે દરવાજે તત્કાળ આવવા જણાવી એ અદૃશ્ય થયો. વનવીરે ફરી તલવાર ઊંચકી.

'પણ મહારાજ, શસ્ત્રહીનનો વધ?' બીજા અંગરક્ષકે કહ્યું.

સહુને તિરસ્કારભરી દૃષ્ટિથી ડારી અંગરક્ષકના પ્રશ્નનો જવાબ આપ્યા વગર વનવીરે ઊછળી તલવાર ફેરવી. શૂન્ય બની ગયેલો વિક્રમાજીત શૂન્યમાં ભળી ગયો. ધડથી માથું જુદું પડવા મંથન કરતું હોય એમ વિક્રમાજીતનો દેહ ગાદી ઉપર ઢળી પડ્યો. અને રુધિરના છાંટા ચારે પાસ છંટાયા!

દાસદાસીઓનાં રુદન શરૂ થઈ ગયાં. એક વિભાગમાંથી બીજા વિભાગમાં રુદન ફેલાયું. પદભ્રષ્ટ મહારાણા વિક્રમનો વનવીરે વધ કર્યો! ભયભરી વાત બધે વધવા માંડી. મહેલને બીજે છેડે આવેલા ઓરડાનું બારણું ખૂલ્યું અને એક યુવતીએ ત્યાંથી દોડી જતા સેવકને પૂછયું: 'શું છે? શાનો કોલાહલ થાય છે?'

'વાત કરવા જેવી નથી, પન્ના! નવા મહારાણાએ તો વિક્રમાજીતનો વધ કર્યો.

'કારણ?'

'સંગનો પુત્ર જીવતો રહે તો વનવીરને કોઈ દહાડે પણ ભય તો ખરો જ ને? પણ મને ભાગવા દે.' એમ કહી અનુચર ભાગી ગયો.

પન્નાએ બારણું બંધ કર્યું. તેના મૂખ ઉપર વિકળતા છવાઈ. સંગ્રામસિંહના જ બાળક પુત્ર ઉદયસિંહની તે ધાત્રી હતી. એનો પોતાનો પુત્ર તથા ઉદયસિંહ બંને સાથે જ અત્યારે સૂઈ રહ્યા હતા. નવા રાજ્યાભિષેકની બેમાંથી કોઈને પરવા ન હતી અને વિક્રમાજીતના ખૂનની તેમને ચિંતા ન હતી. રાજરમત, રાજખટપટ, રાજક્રૂરતાથી પર રહેલાં બંને બાળકો નિશ્ચિત નિદ્રા લઈ રહ્યાં હતાં.

પરંતુ સંગ્રામસિંહને નિર્વંશ કરવાના નિશ્ચયથી ખૂને ચઢેલો વનવીર ઉદયસિંહને શોધતો શોધતો આ ઓરડામાં આવી પહોંચશે ત્યારે?

વિક્રમાજીતને પદભ્રષ્ટ કર્યાની વાત સવારે જાણી ત્યારથી પન્ના વિકળ બની ગઈ હતી. ગમગીન વાતાવરણ બાળકોને પણ અસર કરી રહ્યું હતું. ઉદયનો – સંગના છેલ્લા પુત્રનો અધિકાર કોઈ કેમ ન જોતું હતું? બાળકોને માથે કાંઈ ભય છે એમ માની નશાની ગોળી આપી પન્નાએ એમને વહેલાં સુવાડ્યાં હતાં.

બહાર રુદન અટક્યું ન હતું. એના ઓરડાની પાસે અવરજવર અખંડ વધતી જતી લાગી. સમય રહ્યો ન હતો. બાળકોને લઈ નાસી જવાનું અશક્ય હતું. પરંતુ ઉદય તો બચવો જ જોઈએ. પન્નાના હૃદયમાં ઉદયસિંહ પ્રત્યે માતૃત્વ અને સ્વામીનિષ્ઠાની ભરતી ઊભરાઈ આવી.

પાસે જ ફળની એક મોટી ડાલી પડી હતી. ફળ બહાર કાઢી ડાલીમાં પન્નાએ ગોદડી પાથરી, અને સૂતેલો ઉદય જાગૃત ન થાય એમ સંભાળપૂર્વક એણે એને ડાલીમાં સુવાડી દીધો. અલબત, નશો ભરેલી ગોળી પૂરી અસરકારક નીવડી હતી, છતાં ઉદય જાગી જાય એ ભય તો રહેતો જ હતો. ભયભીત હૃદયે એણે બારણું પાછું ખોલ્યું.

'મારું એક કામ ન કરે?' ત્યાંથી દોડતા પસાર થતા ભીલ-રક્ષક રૂપાને પન્નાએ અત્યંત અર્જતાપૂર્વક વિનંતી કરી.

'પણ હું તો મારા રત્ના નાયક પાસે ચાલ્યો જાઉં છું.' રૂપાએ જવાબ આપ્યો.

'વધારે સારું. આટલી ડાલી ઉપાડતો જા. નદીની પાળે બે ઘડી બેસી મારી રાહ જોજે.' પન્નાએ કહ્યું.

'પણ એમાં છે શું?'

'મારો ભાઈ નહિ? પૂછપરછ કરીશ નહિ. જીવ સાટે એ ડાલી સાચવજે. બહેન આશિષ આપશે. પન્નાની વિનવણીમાં એટલી સચ્ચાઈ હતી કે ભીલનું હૃદય પીગળ્યું. બહેન બનતી યુવતી માટે મર્દાનગીનો અંશ પણ ધરાવનાર પુરુષ શું ન કરે? પન્નાએ ડાલી એના હાથમાં ઝડપથી મૂકી અને રૂપાએ તે ખાંધે મૂકી આગળ ચાલવા માંડ્યું.

તત્કાળ પન્નાના ઓરડા ભણી શોરબકોર ઊડી આવતો લાગ્યો. પાછળ નજર કરતાં બરોબર ખુલ્લી લોહિયાળ તલવાર સાથે વનવીરને આગળ આવતો નિહાળી પન્નાએ પોતાના દેહને ઓરડામાં લીધો અને બારણું બંધ કર્યું. ઓરડાને સાંકળ વસાય તે પહેલાં તો બારણા ઉપર એક મોટો પ્રહાર પડ્યો. બારણું ઊઘડી ગયું. અને પન્નાની સામે જ વિકરાળ વનવીર આવી ઊભો. બંનેની નજર ભેગી થઈ. પન્ના ક્ષણભર થરથરી ઊઠી. એણે વનવીરને હાથ જોડ્યા,

'પન્ના!' વનવીરે સંબોધન કર્યું. 'જી.'

'ઉદય ક્યાં છે?' 'શું કામ છે?'

'કામની તને ઝડપથી સમજણ પડશે. એ છે ક્યાં એ પહેલું કહે.'

'પેલી પલંગડીમાં પોઢ્યા છે.'

'એ હવે સદાય ત્યાં જ પોઢ્યો રહેશે.' કહી વનવીર આગળ વધ્યો.



પન્ના વનવીરના માર્ગમાં આવી ઊભી રહી. વનવીરનો અંગરક્ષક ઓરડામાં આવ્યો.

'મહારાજ, ઉદયને મારવો છે?' પન્નાએ કહ્યું.

'હા.' વનવીરે કહ્યું.

'એક રાજહત્યા કરી. હવે બીજી બાળહત્યા કરી ગાદીએ બેસવું છે?'

'ગાદીએ તો બેસી ચૂકયો છું. આ હત્યા કરવાની છે ગાદીના રક્ષણ માટે.'

'ગાદીનું રક્ષણ કુટુંબીઓને મારીને કરવાનું છે?'

'પન્ના, વચ્ચેથી ખસી જા, નહિ તો સ્ત્રીહત્યા કરતાં પણ મને વાંધો નહિ આવે.'

'મેવાડના રાણાએ હજી સુધી તો સ્ત્રીહત્યા કરી જાણી નથી.'

'મેવાડની ગાદી આપણા સહુ કરતાં વધારે મૂલ્યવાન છે. એ ગાદીની પ્રતિષ્ઠા અર્થે રાજકુટુંબ તો શું પણ રાજરાણાને મરવું પડે તો ય હરકત નથી. વિક્રમને વનવીરે નથી માર્યો; વિક્રમને મેવાડના કુળદેવતાએ માર્યો છે. ઉદયને મારવા વનવીર નથી આવ્યો; મેવાડની કીર્તિદેવી એને મારવા આવી છે.'

'મેવાડના કુળદેવતા કે કીર્તિદેવી બાળકો ખાતી ડાકણ નથી.'

'જ્યાં સુધી સંગ્રામસિંહનું એક પણ સંતાન જીવતું રહેશે ત્યાં સુધી મેવાડની ગાદી ડગમગતી રહેશે. ડગમગતી ગાદીને કીર્તિ મળે નહિ. હું ગાદીને કીર્તિ અપાવવા ગાદીએ બેઠો છું. વચમાંથી ખસી જા.'

'કદી નહિ ખસું...' કહેતી પન્નાને બળથી દૂર કરી વનવીર પલંગડી પાસે પહોંચી ગયો. પલંગમાં સૂતેલા બાળકને ઓઢાડેલું વસ્ત્ર દૂર કર્યું, અને જાગૃત થઈ આંખો ઉઘાડી હસવાની જાણે તૈયારી કરતા હોય એવા કુમળા બાળકની છાતીમાં તલવાર ભોંકી વનવીરે એ બાળકને પ્રાણરહિત બનાવી દીધું.

પન્નાએ આંખે હાથ દઈ દીધા. એનાથી ચીસ પડાઈ ગઈ. એ જમીન ઉપર બેસી ગઈ. આંખો ઉઘાડી જોયું તો વનવીરને ઓરડા બહાર જતો જોયો. ઉદયને માર્યાને વનવીરના મનમાં સંતોષ હતો! પરંતુ ઉદયને બચાવવા પન્નાએ પોતાના જ સગા પુત્રની આહુતિ આપી દીધી હતી!

—રમણલાલ વસંતલાલ દેસાઈ

— સ્વાધ્યાય —

૧. વનવીર વિક્રમાજીત અને ઉદયસિંહનું ખૂન કરવા શા માટે તલસતો હતો?
૨. વિક્રમાજીત પર મહેલના સૌ કોઈને પ્રેમ હતો એમ શી રીતે માલૂમ પડે છે?

૩. પન્નાએ બંને બાળકોને નશાની ગોળી શા માટે આપી? ઉદયસિંહ કેવી રીતે બચી ગયો?
૪. પન્ના વનવીરને છેતરી શકી. આ કાર્ય કોણે કેવી રીતે બજાવ્યું?
૫. પન્નાએ કઈ ભવ્ય કુરબાની કરી? પન્ના બુદ્ધિશાળી અને વફાદાર સ્ત્રી હતી એમ બતાવનારા પ્રસંગો વર્ણવો.





## ૨૨. મેવાડનો સિંહ

### પ્રવેશ : ૧

[ સ્થળ : ઉદયનગરની પાસેનો ભાગ ]

[ પ્રતાપ અને સૈનિકો શસ્ત્રો ધારણ કરી ઊભા છે. ]

**પ્રતાપ**—મારા વહાલા સૈનિકો, પિતાજી હતા ત્યારે મને નિરાંત હતી. કેવળ એક જ ધૂન હતી કે લડવું અને ચિતોડગઢ પાછો લેવો. દુશ્મનના હલ્લાને લીધે જે ગઢ પિતાજીએ છોડી

લીધો તે પાછો સર કરવો, અને પિતાજી સાથે ત્યાં ફરી મેવાડનો ધ્વજ ફરકાવવો. પિતા તો મૃત્યુ પામ્યા. હવે મારે માથે બેવડી જવાબદારી આવી પડી છે.

૧ સૈનિક—મહારાણા, અમે સૌ તમારે પડખે છીએ.

પ્રતાપ—એની તો મને ખાતરી છે. સાચા ક્ષત્રિયની તલવાર હજી યે પાણીદાર છે. પણ હવે મારે લડવાનું યે ખરું અને તમારી સૌની ચિંતા પણ રાખવાની. તમને શું ગમે, શું ન ગમે એના વિચાર આવ્યા કરે છે.

૧ સૈનિક—મહારાણા, અમારી ચિંતા કરશો નહિ. તમે કહેશો તેમ કરવા અમે તૈયાર છીએ. કેવળ હુકમ કરો એટલે બસ. તમારું સુખ તે અમારું સુખ, તમારું દુઃખ તે અમારું દુઃખ.

પ્રતાપ—(આનંદથી) મારા વહાલા સૈનિકો, તમારા બોલથી મારી છાતી ગજ ગજ ફૂલે છે. તો તમે સૌ એક આકરી પ્રતિજ્ઞા કરવા તૈયાર છો ?

સૈનિકો—હા, અમે સૌ તૈયાર છીએ.

પ્રતાપ—આકરામાં આકરાં દુઃખો સહન કરવાનો વારો આવે એવો સંભવ છે. માટે વિચાર કરીને કહેજો.

સૈનિકો—મહારાજ, અમે ક્ષત્રિય વંશમાં જન્મ્યા છીએ. સિંહણ જેવી માતાનું દૂધ પીધું છે. અમારો દુઃખનો વિચાર કરવાનો હોય ? અમારી મા લાજે.

પ્રતાપ—મારા શૂરાઓ, ચિતોડગઢ કોઈ પણ ભોગે લેવો જોઈએ. એ એક જ વિચાર મારા હૃદયમાં રાતદિવસ ઘોળાયા કરે છે.

૧ સૈનિક—મારા શૂરવીર સાથીઓ, તમે સૌ તમારી તલવાર ઊંચી કરીને મહારાણાને ખાતરી આપો કે આપણે સૌ એ કહે તેમ વર્તીશું. [ સૌ તલવાર ઊંચકે છે. ]

**પ્રતાપ**—તો મારા શૂરા સૈનિકો, તમે પ્રતિજ્ઞા કરો. બોલો અમે ચિતોડગઢ લીધા વિના થાળીમાં જમીશું નહિ.

**સૈનિકો**—અમે ચિતોડગઢ લીધા વિના થાળીમાં જમીશું નહિ.

**પ્રતાપ**—અમે કદી મૂછના આમળા વાળીશું નહિ.

**સૈનિકો**—અમે કદી મૂછના આમળા વાળીશું નહિ.

**પ્રતાપ**—ગઢ જીત્યા વિના પલંગ પર સૂઈશું નહિ, ઘાસની પથારી પર સૂઈશું.

**સૈનિકો**—ગઢ જીત્યા વિના પલંગ પર સૂઈશું નહિ, ઘાસની પથારી પર સૂઈશું.

**પ્રતાપ**—ગઢ જીત્યા વિના જંપીશું નહિ.

**સૈનિકો**—ગઢ જીત્યા વિના જંપીશું નહિ.

**૧ સૈનિક**—બોલો મહારાણા પ્રતાપનો જય !

**સૈનિકો**—મહારાણા પ્રતાપનો જય ! મહારાણા પ્રતાપનો જય !

[ પડદો ]

## પ્રવેશ : ૨

[ સ્થળ : અકબરનો મસલત કરવાનો ઓરડો. ]

[ અકબર એક દરબારી સાથે બેઠો છે. ]

**અકબર**—હજી માનસિંહ કેમ ન આવ્યા ?

**દરબારી**—જહાંપનાહ, હમણાં આવશે. ઘરથી નીકળી ચૂક્યા છે. લો હું વળી તપાસ કરી આવું.

[ જાય છે. ]

**અકબર**—આખું મેવાડ હાથ ન આવે ત્યાં સુધી સાચા શહેનશાહ થવું અશક્ય જણાય છે. આ પ્રતાપને વશ કરવો કઠણ લાગે છે.

[ માનસિંહ પ્રવેશ કરે છે. પાદશાહને સલામ કરે છે. ]

**માનસિંહ**—જહાંપનાહ, શો હુકમ છે?

**અકબર**—માનસિંહ, ચિતોડગઢ તો હાથ આવ્યો છે. પણ મેવાડનું શું કરીશું? રોજ સમાચાર આવે છે કે રાણા પ્રતાપ મેવાડને ઉજ્જડ બનાવી રહ્યા છે. મેવાડમાં આણ તો રાણા પ્રતાપની ચાલે છે.

**માનસિંહ**—વાત સાચી છે જહાંપનાહ, પણ આપણે કરીએ પણ શું! બધા પ્રયત્નો તો કરીએ છીએ પણ પ્રતાપ એ વાઘનું બચ્ચું છે. એમ ઝટ વશ થાય એવું દેખાતું નથી. જરા સમય જોઈએ.

**અકબર**—સમયને પણ મર્યાદા હોય છે માનસિંહ. અને વશ તો વાઘના બચ્ચાને કરીએ તો તેમાં આપણી મર્દાઈ લેખાય. તમારા જેવા બહાદુર પુરુષો મારે પડખે હોય અને રાણા પ્રતાપ શરણે ન આવે એ તો વિચિત્ર કહેવાય!

**માનસિંહ**—નામદાર, રાણા પ્રતાપે જ્યાં સૈન્ય ભેગું કર્યું છે તે ડુંગરોમાં જવું એ તો મોતના ડાચામાં જવા સમાન છે. એ લોકો મેદાનમાં લડાઈ કરે એવી યુક્તિ કરવી જોઈએ. અત્યારે રાહ જોવી એ જ ડહાપણનો રસ્તો દેખાય છે.

**અકબર**—માનસિંહ, રાણા પ્રતાપનો ભાઈ અહીં આવ્યો હતો.

**માનસિંહ**—કોણ સકતસિંહ?

**અકબર**—હા, એ જ. બે ભાઈઓ, વચ્ચે તકરાર થઈ છે. સકતસિંહ ભાઈ પર વેર લેવા તલપી રહ્યો છે. એ ડુંગરોનો રસ્તો જાણતો હશે.

**માનસિંહ**—એ ન જાણે તો કોણ જાણે? પણ એ પ્રતાપનો ભાઈ છે. એના મનમાં શું યે હોય? વળી એ સ્થિર મનનો નથી. રાણા પ્રતાપ જ એવા મહાન મનના છે કે આવા ભાઈને નિભાવે.

**અકબર**—માનસિંહ ગભરાવાનું કારણ નથી. મેં તેની કસોટી કરી જોઈ છે. સાચે જ એ એના ભાઈને ધિક્કારે છે.

**માનસિંહ**—તો એની મદદ મળે ખરી. તો તો આપણે રાણા પ્રતાપને હલદીઘાટના ડુંગરોમાં લડાઈ આપી શકીએ. ડુંગરની ટોચે ટોચે આપણો વાવટો ફરકતો કરી શકીએ. એક વાર ત્યાં જવાય એટલે આપણી જીત થઈ જ સમજો. માત્ર ત્યાંનો સહેલો રસ્તો મળવો જોઈએ.

**અકબર**—( મોટેથી ) કોઈ છે કે ? (દરવાન દોડતો આવે છે તેને) જાઓ, સક્તસિંહને તેડી લાવો.

**માનસિંહ**—એ શું મહેલમાં છે ?

**અકબર**—હા, અહીં જ છે.

[ સક્તસિંહ આવે છે. ]

**અકબર**—સક્તસિંહ, તમે અમને હલદીઘાટનો રસ્તો દેખાડશો ને ?

**સક્તસિંહ** – એ તો મારા હૈયાની રાતદિનની ઇચ્છા છે. મારા ઘમંડી ભાઈનું ગુમાન ક્યારે ઊતરે, ક્યારે એ તમારા ચરણોમાં આળોટતો થઈ જાય તે જોવા હું તલસી રહ્યો છું.

**માનસિંહ**—સક્તસિંહ, રાણા પ્રતાપ રાજપૂત રાજાઓની કલગી સમાન છે. એનું શૌર્ય, એનું ઉદાર હૈયું, એની ભવ્ય પ્રતિજ્ઞા એ બધાંનો તમને અનુભવ છે. ભાઈનો પ્રેમ તમારા હૈયામાં ઊછળી આવે તો.......

**અકબર**—માનસિંહ, સક્તસિંહ જરૂર આપણને મદદ કરશે.

**માનસિંહ**—તો જહાંપનાહ, લડાઈનો હુકમ આપો. એ માથે ઉઠાવી હું રણમેદાને જઈશ.

**અકબર**—(મોટેથી) કોઈ છે કે? (આવેલા દરવાનને) જાઓ, આપણા નાના સેનાપતિઓને બોલાવી લાવો.

**માનસિંહ**—જહાંપનાહ, એ સૌને પણ બોલાવી મૂક્યા છે? ધન્ય છે તમારી દીર્ઘદૃષ્ટિને.

**અકબર**—મારા વહાલા માનસિંહ, મને શ્રદ્ધા હતી કે તમે યુદ્ધ માટે તૈયાર થશો જ. પછી સમય બગાડવો શા કામનો? માનસિંહ, આ વેળા જહાંગીરને પણ સાથે લઈ જજો. એને લડાઈનો શોખ થયો છે. લો આ સેનાપતિઓ આવ્યા.

[ સેનાપતિઓ આવે છે. ]

**અકબર**—મારા વહાલા સેનાપતિઓ, આપણે રાણા પ્રતાપ સામે હલદીઘાટમાં યુદ્ધ ખેલવાનું છે. તમારા સૌના વડા સેનાપતિ તરીકે હું માનસિંહની નિમણૂક કરું છું. એનો હુકમ એ મારો હુકમ માનજો.

**માનસિંહ**—બોલો શહેનશાહ અકબરની જય!

**સૈનિકો**—શહેનશાહ અકબરની જય!

**અકબર**—બોલો સેનાધિપતિ માનસિંહની જય!

**સૈનિકો**—સેનાધિપતિ માનસિંહની જય! શહેનશાહ અકબરની જય!

[ અકબર અને માનસિંહ જાય છે. ]

**એક સેનાપતિ**—ભાઈઓ, આપણા શહેનશાહની મહત્તા જોઈ. એ જાણે છે કે આ દેશમાં જે લોકો સાથે રહ્યા છે તેમનામાં સંપ હોવો જોઈએ, એકમેક માટે માનની લાગણી હોવી જોઈએ. એ શૂરવીરની કદર કરી શકે છે અને દેશની ઉન્નતિ કરવા હિંદુ મુસલમાને કેમ રહેવું જોઈએ તે પણ એ જાણે છે. બંનેના સહકાર વિના રાજ્ય પાંગળું રહે, દેશ નિર્બળ રહે એ વાત એમને દીવા જેવી

સ્પષ્ટ દેખાય છે. એમણે પોતે માનસિંહની જય બોલાવી ! મનની કેવી ઉદારતા !

**બીજો સેનાપતિ**—એ જ વાત સાચી છે. દેશના લોકો એકમેકને તિરસ્કારે તો દેશ ઊંચે ક્યાંથી આવે ? ચાલો, હવે તો હલદીઘાટમાં આપણા શહેનશાહ અકબરની વિજય ધજા જરૂર ફરકશે. રાણા પ્રતાપ બહાદુર છે પણ એનો ભાઈ આપણે પક્ષે છે. અને આપણા આવડા મોટા સૈન્ય સામે એ કયાં સુધી ટકી શકશે ? હલદીઘાટના શિખરોમાં હવે શહેનશાહ અકબરનું નામ ગાજી રહેશે.

પ્રવેશ : ૩

[ સ્થળ : અરવલ્લીના ડુંગર ]

[ રાણા પ્રતાપ, ભામાશા અને સૈનિકો ]

**પ્રતાપ**—આખર મેવાડનું પતન થયું. ચિતોડગઢ તો લેવાયો નહિ ત્યાં હલદીઘાટમાં હું સર્વસ્વ ગુમાવી બેઠો. અહા ! એ કેવી ભયંકર લડાઈ !

**સૈનિક**—મહારાણા, એક વાર ભલે હાર્યા. મેવાડને ફરીથી આપણે જીતી લઈશું.

**પ્રતાપ**—આશા તો મને યે છે પણ હવે તમારા સૌનાં દુઃખ જોવાતાં નથી. હું કેવો કમભાગી કે તમને સૌને દુઃખી કરી રહ્યો છું. તમને આજ વર્ષોથી લડાઈનું મેદાન ખૂંદાવી રહ્યો છું. ન પૂરું ખાવાનું, ન પીવાનું, ન વસ્ત્રો – અહો હું શું શું ગણાવું ? દુઃખનો તો કંઈ અંત છે !

**ભામાશા**—મહારાણા, તમે જો હિંમત ગુમાવશો તો અમે નિરાધાર બની જઈશું. ભલે અમે નિરાધાર થઈએ પણ આપણા વહાલા મેવાડનું શું ? એનો પથ્થરે પથ્થર, એની ધૂળની રજે રજ

તમારા નામનો પોકાર કરે છે મહારાણા, ઈશ્વર આપણી કસોટી કરી રહ્યા છે. થોડી શ્રદ્ધા રાખો.

**પ્રતાપ**—(જરા ઉત્સાહથી) શ્રદ્ધા! મેવાડ માટે તો મારી રગેરગમાં શ્રદ્ધા છે. ભામાશા, મારી તલવાર છે ત્યાં સુધી મેવાડ પાછું લેવાની શ્રદ્ધા મરી નથી ગઈ. (વળી દુઃખથી) પણ આજે ખાવાને અન્ન ખૂટ્યું છે. મારા વહાલા સૈનિકો માટે હું કંઈ કરી શકતો નથી. તેમનો ઉત્સાહ શા પર ટકી શકે?

**સૈનિકો**—મહારાણા, અમને તો ઉત્સાહ છે. તમે નકામા નિરાશ થાઓ છો.

**પ્રતાપ**—(ઉત્સાહથી) તો તો આજ ફરી હું જાહેર કરું છું કે જ્યાં સુધી મેવાડ ફરીથી........

[પ્રતાપનો પુત્ર રડતો રડતો આવે છે.]

**પ્રતાપ**—બેટા, શું થયું? કેમ રડે છે?

**પુત્ર**—પિતાજી, મને ભૂખ લાગી એટલે માતાએ મને રોટલાનો ટુકડો આપ્યો. લઈને બેઠો ત્યાં ભૂખ્યો બિલાડો કૂદીને ઝૂંટવી ગયો.

**પ્રતાપ**—રડ નહિ બેટા! હું બીજો અપાવીશ.

**પુત્ર**—માતા કહે છે કે બીજો ટુકડો નથી.

**પ્રતાપ**—બીજો ટુકડો નથી! (ગળગળા સાદે) હવે આ નહિ સહેવાય! મારા વહાલા સૈનિકો, આ દુઃખ હવે નહિ સહેવાય! હવે તો છેલ્લી હદ આવી છે. હવે સાધન વિના તમને ભૂખે મારીને લડવા કહેવું એ પાપ છે. જાઓ વહાલા સૈનિકો, જાઓ. ભલે મેવાડ જતું! ભલે મારી પ્રતિજ્ઞા મારા મૃત્યુ સાથે ભસ્મ થઈ જતી! પણ હવે તમને એક ક્ષણ પણ લડવા કહેવું એ પાપ છે!

**ભામાશા**—મહારાણા, લડવાને સૈનિકો પ્રભુએ આપ્યા તો સાધન નહિ મળે?

**પ્રતાપ**—ભામાશા, તમે સ્થિતિ તો જુઓ છો. એમાં પ્રભુનો દોષ નથી. મારા ભાગ્યનો દોષ છે.

**ભામાશા**—મહારાણા, હું આપને ચરણે મારી સર્વસ્વ દોલત ધરું છું. વરસ સુધી સૈનિકોને ખવાડતાં ખૂટશે નહિ. તમે મેવાડની ધજા અણનમ રાખજો. મારી દોલત પવિત્ર થઈ જશે.

[પ્રતાપ ભામાશાને ભેટે છે.]

**પ્રતાપ**—ભામાશા, ભામાશા, લોકો ભલે પ્રતાપને મોટો ગણે હું તો તમને જ મોટા ગણીશ. તમારી મોટાઈના પાયા પર ઊભો રહીને હું દુનિયાને મોટો લાગીશ. ભામાશા, આજ મારા હાથ મેવાડની ભૂમિને વીંટી વળવા અધીરા બની રહ્યા છે. મારા હૈયામાં વળી મેવાડ, મેવાડની ગર્જના ઘૂમી રહી છે. મારા વહાલા મેવાડ, તારું મોં જોવા હવે હું તલસી રહ્યો છું.

પ્રવેશ : ૪

[અકબરનો ઓરડો]

**અકબર**—માનસિંહ, રાણા પ્રતાપ દિવસે દિવસે જીત મેળવતા જાય છે.

**માનસિંહ**—જહાંપનાહ, એ સાચી વાત છે. એના શૌર્યની તુલના કરે એવો લડવૈયો હું જોતો નથી. એની હાકલે મુડદાં પણ ફરી ઊઠે છે. એની ઉપર કોનો ક્યારે પ્રેમ થઈ જાય તે કહેવાય નહિ. એના ભાઈનો જ દાખલો લો ને. સક્તસિંહ એનો કટ્ટો શત્રુ બન્યો અને હલદીઘાટનો રસ્તો બતાવી દીધો. એને લીધે આપણે જીત્યા. પણ પ્રતાપને એનો ચેતક ઘોડો લઈને નાસી છૂટ્યો ત્યારે આપણા બે સૈનિકોએ એને નદી કિનારે પકડી

પાડ્યો. રાણા પ્રતાપનું માથું ધડથી જુદું થઈ જાત. પણ અણીને વખતે સક્તસિંહ આવી પહોંચ્યા અને સૈનિકોને મારી નાખી પ્રતાપને બચાવી લીધા. વેર ભૂલી ભાઈનો પ્રેમ ઊછળી ઊઠ્યો!

**અકબર**—તો શું કરીશું? તમે તો કહેતા હતા કે પ્રતાપનો વિચાર તો યુદ્ધ છોડી નાસી જવાનો હતો.

**માનસિંહ**—એ વાત પણ સાચી હતી. પણ એમને જોઈતી મદદ મળી ગઈ છે. અને હવે ફરીથી એનું ક્ષત્રિયનું અભિમાન જાગૃત થઈ ગયું છે. હવે રાણા પ્રતાપ નમવું નહિ પણ મરવું પસંદ કરશે.

**અકબર**—તો તો આપણે એની સાથે લડ્યા જ કરવું પડે એમને?

**માનસિંહ**—એમ જ. આજ એ જીતે, કાલ આપણે જીતીએ તો વળી પરમ દિવસે એની જીત. એનો ક્યાં અંત આવશે જહાંપનાહ? અને લશ્કરની ખુવારીની ગણતરી તો કરી જ ક્યાં છે?

**અકબર**—માનસિંહ, રાણા પ્રતાપના શૌર્યની જાતજાતની વાતો મેં સાંભળી છે. સાંભળીને મારા હૈયે આશ્ચર્ય કે આનંદ થાય છે તે સમજાતું નથી. દિલમાં થાય છે કે જેમ તમે મારે પક્ષે છો તેમ એક પ્રતાપ રાણા હોય તો.

**માનસિંહ**—તો શું થાય મહારાજ? સમસ્ત હિંદમાં તમારી હાક વાગે. રાણા પ્રતાપ આપણે પક્ષે ઊભા રહે તો દેવોને પણ આપની અદેખાઈ થાય. જહાંપનાહ, પ્રતાપસિંહ આપણા શત્રુ છે પણ એના જેવો ખાનદાન શત્રુ એકે જોયો નથી. એનો ટેક, એનો દેશપ્રેમ, એનું કુળાભિમાન, એની બધી યે વાતો આપણા રૂંવાં ઊભાં કરે એવી છે.

**અકબર**—માનસિંહ, તમને ગમશે કે નહિ તે હું નથી જાણતો પણ મારા મનમાં એક વિચાર આવ્યા કરે છે.



**માનસિંહ**—કહોને.

**અકબર**—આપણે આ મહાપ્રતાપી રાજાને હવેથી છેડવો જ નહિ. ભલે એ મેવાડમાં રાજ્ય કરે. એનો ચિતોડગઢ આપણી પાસે છે એટલે બસ. એ આપણો વિજય નહિ?

**માનસિંહ**—આપનો વિચાર ઊમદા છે. આપ રાણા પ્રતાપના અજોડ શૌર્યની કદર કરી શક્યા છો એ જોઈને મારું હૈયું આનંદથી છલકાઈ જાય છે. સાચું કહું તો એની તલવાર સામે આપણી તલવાર ઝાંખી લાગે છે. જહાંપનાહ, ચિતોડગઢને ભલે તમે વિજય ગણો. પણ હું તો આપના ઉદાર મનની કદરને જ આપનો મહાન વિજય લેખું છું. એ જ તમને ઇતિહાસમાં મહાન બનાવશે.

## પ્રવેશ : ૫

[ સ્થળ : ઉદયનગર ]

[ પ્રતાપ, ભામશા અને સૈનિકો. પ્રતાપ અસ્વસ્થ હોય એમ બેઠા છે. ]

**ભામાશા**—મહારાણા, આપ કેમ અસ્વસ્થ રહો છો ? લડાઈઓ તો આપણે જીતીએ છીએ.

**પ્રતાપ**—ભામશા, લડાઈ તો હવે કોઠે પચી ગઈ. એથી ડરતો નથી. મને ખબર છે કે હવે લગભગ આખું મેવાડ આપણે કબ્જે કર્યું છે. બાકી રહેલો ભાગ પણ આપણી તલવારના જોરે નહિ આવે એમ માનતો નથી.

**ભામાશા**—તો પછી મનમાં શાની ચિંતા કરો છો ?

**પ્રતાપ**—ભામાશા, મેવાડ તો મળ્યું પણ મને હજી એક અસંતોષ રહ્યો છે. એ વિચાર મારા મનને સતાવ્યા કરે છે.

**ભામાશા**—કયો અસંતોષ છે ? કહો ને.

**પ્રતાપ**—પિતાના મૃત્યુ બાદ મેં પ્રતિજ્ઞા કરી હતી કે હું ચિતોડગઢ લઈશ.

**ભામાશા**—મને ખબર છે મહારાણા, પણ મેવાડ પૂરું જીતીશું એટલે ચિતોડગઢ લઈશું.

**પ્રતાપ**—ભામશા, મને હવે એની આશા લાગતી નથી. આજ કાલ મારું શરીર ઠીક રહેતું નથી. જાણે એ તૂટી ગયું છે.

**ભામાશા**—અમે તમારી સાથે છીએ ને.

**પ્રતાપ**—એ આશા તો છે જ. પણ હું મારે પોતાને હાથે ગઢ લઈ શકીશ એમ લાગતું નથી. મારી પ્રતિજ્ઞા પૂરી થતાં પહેલાં મૃત્યુ મને ઝડપી લેશે એવી શંકા થયા કરે છે.

**ભામાશા**—મહારાણા, અમારી પ્રભુને પ્રાર્થના છે કે અમારું આયુષ્ય ખુટાડી તમને લાંબુ જિવાડે.

**પ્રતાપ**—ભામાશા, મેવાડનો વિજય મળ્યો, પણ ચિતોડગઢનો પરાજય મરતાં મરતાં કેમ સહન થશે ?

**ભામાશા**—મહારાણા, પરાજય શાનો ! મેવાડની લડાઈથી શહેનશાહ અકબર પણ બોધ શીખ્યા કે મહારાણા પ્રતાપને છેડવામાં સાર નથી.

**પ્રતાપ**—સાચી વાત પણ ચિતોડગઢ.

**ભામાશા**—ચિતોડગઢ જીતવો એ ભલે વિજય ગણાતો હશે. પણ મહારાણા ગઢને જીતવાનો યત્ન કરવો, એની ખાતર લીધેલી પ્રતિજ્ઞા તૂટવા ન દેવી, એ પ્રતિજ્ઞા ખાતર દુઃખના ડુંગરો સહન કરવા અને પાળતાં પાળતાં મરી ખૂટવું એને....મહારાણા ...એને હું મહાવિજય ગણું છું.

**પ્રતાપ**—( ઉત્સાહથી ) ભામાશા, ભામાશા, આજે મારે હૈયે ઉત્સાહ માતો નથી. જે દિવસે મેં પહેલી પ્રતિજ્ઞા કરી તે દિવસ મને યાદ આવે છે. મારા વહાલા સૈનિકોનો ઉત્સાહ હજી યે તેવો જ દેખાય છે. આજે મારા જીવન પર નજર કરતાં મને કેવળ લડાઈની હારમાળા દેખાય છે, મારી આંખો આગળ દુઃખોની પરંપરા તરવરી રહી છે, પણ એ બધું છતાં મારા સૈનિકો મારે પડખે રહ્યા છે એ મારા જીવનનો મોટો લહાવો ગણું છું. મારા શૂરવીર સૈનિકો, હવે મને મૃત્યુ આવે તો તેને પણ હું હોંશથી ભેટીશ. મને શ્રદ્ધા છે કે આપણા દેશનો ઝંડો તમે અણનમ રાખશો.

**ભામાશા**— બોલો, ચિતોડગઢની ભીષણ પ્રતિજ્ઞાનો જય !

**સૈનિકો**—ચિતોડગઢની ભીષણ પ્રતિજ્ઞાનો જય !

**ભામાશા**—બોલો, અણનમ ઝંડાધારી રાણા પ્રતાપનો જય !

**સૈનિકો**—અણનમ ઝંડાધારી રાણા પ્રતાપનો જય !

—જયંતિલાલ મહેતા

## — સ્વાધ્યાય —

૧. મહારાણા પ્રતાપે સૈનિકોને શા માટે ભેગા કર્યા ? ૧ લા સૈનિકે શા માટે સૈનિકોને તલવાર ઊંચી કરવા કહ્યું ? રાણા પ્રતાપે શી પ્રતિજ્ઞા લેવરાવી ?

૨. અકબરે માનસિંહને શા માટે બોલાવ્યા ? રાણા પ્રતાપ સામે ડુંગરોમાં લડવા માનસિંહ કેમ નામરજી બતાવતા હતા ? ત્યાં જ લડાઈ કરવાનું ક્યારે કબૂલ કર્યું ?

૩. અકબરના સૈનિકો અકબરના કયા કાર્યને મહાન ગણે છે ? એના મનના કયા ગુણનાં વખાણ કરે છે ?

૪. કયા પ્રસંગથી રાણા પ્રતાપ યુદ્ધ કરવાનો વિચાર છોડી દેવા તૈયાર થાય છે ? રાણા પ્રતાપની એ નિરાશા જતી રહે છે અને એ ફરી મેવાડ જીતવા આતુર બને છે. કયા પ્રસંગથી એમ બને છે ?

૫. અકબર રાણા પ્રતાપની સાથે લડવાની બાબતમાં છેવટે શો નિર્ણય કરે છે ? કઈ બાબતને પોતાની જીત ગણે છે ? માનસિંહ અકબરના કયા કૃત્યને મહાન વિજય લેખે છે ?

૬. મહારાણા પ્રતાપને કઈ વાત મનમાં ખટક્યા કરે છે ? એને કઈ આશા પૂરી ન થાય એમ લાગે છે ? ભામાશા પ્રતાપને કેવી રીતે સમજાવે છે કે મહારાણાનો પરાજય નહિ પણ વિજય થયો છે ?

૭. પ્રતાપને અણનમ ઝંડાધારી શી રીતે કહી શકાય ?



# શબ્દકોશ

અ

અકસ્માત – અણધારી ઘટના.
અખૂટ – ખૂટે નહિ એવું.
અણનમ – નમે નહિ એવું.
અનાથાશ્રમ – અનાથોને પાળીપોષી કેળવનાર સંસ્થા.
અપસ્માર – ફેફરું.
અપેક્ષા – ઇચ્છા.
અબઘડી – હમણાં જ; અત્યારે.
અરણ્ય – જંગલ.
અલગારી – શોખીન.
અવધ – હદ.
અશ્રુપૂર્ણ – આંસુથી ભરેલાં.
અસ્તેય – ચોરી ન કરવી તે.
અસ્વસ્થ – અશાંત.
અંગરક્ષકો – રક્ષણ કરનાર સૈનિકો.
અંતર્ધાન – અલોપ થવું તે.
અંધાધૂંધી – અતિશય અવ્યવસ્થા.
અંબાર – ભંડાર.
આર્જવપૂર્વક – કાલાવાલા કરીને.
આત્મભોગ – આપભોગ.
આર્થિક – નાણાં સંબંધી.
આયુર્વેદોદ્ધારક – વૈદક શાસ્ત્રનો ઉદ્ધાર કરનાર.
આશ્ચર્યમગ્ન – આશ્ચર્યમાં ગરક થયેલું.
આહુતિ – બલિદાન.
એમ. બી., બી. એસ. – દાક્તરની પરીક્ષા પસાર કર્યા પછી મળેલી ઉપાધિ.
ઓળઘોળ – માથે ફેરવીને – ઉતારીને.

ઇ

ઇત્યાદિ – વગેરે.
ઇન્ટર્વલ – વિરામ.

ઉ

ઉપરાણું – પક્ષ લેવો તે.
ઉલ્લાસ – આનંદ.
ઉપાસક – ભક્ત

ક

કડિયું – કેડ સુધી આવે એવું બદન.
કમ્પલેઈંટ્સ – ફરિયાદ.
કર્કશ – કઠોર.
કળી ગયાં – સમજી ગયાં.
કંપાઉંડર – દાક્તર કહે તે દવાનું મિશ્રણ આપનારો.
કામણગારી – મોહક.
કાળમુખો – કાળના જેવા મોંવાળો.
કીમિયો – યુક્તિ.
કુતૂહલ – ઉત્કંઠા.
કુરબાની – બલિદાન.
કૃતઘ્ન – નિમકહરામ.

ખ

ખટરસ – ૭ રસ – સ્વાદવાળું.
ખડ – ઘાસ.
ખડાં થયાં – આવીને ઊભા રહ્યાં.
ખુન્નસભર્યા – વેરઝેરની લાગણીવાળા.
ખુશનુમા – સુંદર; રમણીય.
ખેદ – શોક.

ગ

ગડમથલ – ફાંફાં; મહેનત.

ઘ

ઘરડેરાં – ઘરડાં; વડીલ.

ઘાટીલો – ઘાટવાળો; રૂપાળો.

ચ

ચંદ્રલેખા – ચંદ્રની કળા.

ચોપાટ – સોગટાંની રમત.

જ

જખમ – ઘા.

જન્મસિદ્ધ – જન્મથી જ મળેલું.

જાહોજલાલી – વૈભવ; આબાદી.

જીર્ણ – છેક જૂનું.

ટ

ટબૂડી – નાની લોટી.

ટીપણું – પંચાંગ.

ટોળ – મશ્કરી ઠઠ્ઠો.

ઠ

ઠામ – વાસણ.

ત

તડકાછાયા – સુખદુ:ખ.

તપશ્ચર્યા – તપ કરવું તે.

તમન્ના – ઇચ્છા.

તર્કવિતર્ક – ગમે તેમ વિચાર દોડાવ્યા કરવા તે.

તવંગર – પૈસાદાર.

તંગી – અછત; તાણ.

દ

દળદર – ગરીબી.

દિંગમૂઢ – ચકિત; છક.

દીર્ઘદૃષ્ટિ – અગમબુદ્ધિ.

દીન – ગરીબ.

દુર્ગતિ – નઠારી ગતિ.

દુર્જન – ખરાબ માણસ.

દુરાચરણ – ખરાબ આચરણ.

દુષ્કર્મ – ખરાબ આચરણ.

દૈવયોગ – નસીબનો જોગ.

દૈવવશાત્ – નસીબને લીધે.

ધ

ધણ – ગાયોનું ટોળું.

ધનાઢ્ય – ધનવાન.

ધન્વંતરિ – દેવોનો વૈદ્ય.

ન

નરયજ્ઞ – માણસને હોમવામાં આવે એવો યજ્ઞ.

નવલખી – પૈસાદાર.

નાપાક – અપવિત્ર.

નિગાહ – નજર; દૃષ્ટિ.

પ

પદભ્રષ્ટ – પદ પરથી દૂર થયેલું.

પરાયો – પારકો.

પશમીનો – એક જાતનું ગરમ કાપડ.

પર્ણકૂટી – ઝૂંપડી.

પ્રજાવત્સલ – પ્રજા પ્રત્યે માયાળુ.

પ્રતિજ્ઞા – પણ; શપથ.

પ્રસિદ્ધ – વિખ્યાત; જાહેર.

પ્રસ્તાવના – શરૂઆત.

પ્રશ્નોત્તરી – સવાલ – જવાબ.

પેશંટ્સ – દાક્તરનાં દર્દીઓ.
પ્રેક્ટિસ – દાક્તરીનું કામકાજ.

**ફ**

ફેરિયો – ફેરી કરનાર.

**બ**

બલિદાન – ભોગ આપવો તે; કુરબાની.
બંદીવાન – કેદી.
બેહૂદી – અઘટિત.
બોધિસત્ત્વ – જે પૂર્ણ જ્ઞાન મેળવવાના માર્ગ ઉપર છે એવો બૌદ્ધ સાધક.

**ભ**

ભગીરથ – મહા મુશ્કેલ.
ભઠિયારો – ભઠ્ઠી પર શેકનારો; પાઉં બનાવનાર.
ભડવીર – બહાદુર યોદ્ધો.
ભાવિ – ભવિષ્ય.
ભિસ્તી – પખાલી.
ભીષણ – ભયંકર.

**મ**

મનસૂબો – વિચાર; ઇરાદો.
મર્દાનગી – વીરતા.
મશગૂલ – લીન.
મંગલ – શુભ.
માતૃભાષા – સ્વભાષા.
મારઝૂડ – મારવું અને ઝૂડવું તે.
મુક્ત – છૂટું; બંધન રહિત.
મેદની – ભીડ.
મેડિકલ એસોસિયેશન – દાક્તરોનું મંડળ

**ય**

યક્ષ – કુબેરનો અનુચર
યથાવિધિ – વિધિ પ્રમાણે.
યથાશક્તિ – શક્તિ પ્રમાણે.

**ર**

રઢ – લગની.
રણકયો – અવાજ કર્યો.
રણશિંગું – યુદ્ધમાં વગાડવાનું તતૂડું.
રાષ્ટ્રપ્રેમ – દેશ માટેનો પ્રેમ.
રૂધિર – લોહી.
રેસ્ટોરાં – હોટેલ.
રોમાંચ – શરીર ઉપરનાં રૂંવાં ઊભાં થવાં તે.

**લ**

લત્તો – મહોલ્લો; ફળિયું.
લાલપીળો – ગુસ્સે.
લીન – તલ્લીન.

**વ**

વાટ – રસ્તો.
વિખૂટા – જુદા.
વિજયધ્વનિ – ફતેહનો અવાજ.
વિઝિટ – દાક્તરનું દર્દીને તપાસવા જવું તે.
વિનીતભાવે – નમ્રતાથી.
વિમાસણ – પસ્તાવો.
વિરાટરૂપ – મોટું; ભવ્ય.
વિસ્મય – અચંબો.
વિશ્વાસઘાત – કોઈએ મૂકેલો વિશ્વાસ તોડવો તે.

વેન લીધું – જક લીધી.
વેચાણખત–વેચાતું આપ્યાનું લખાણ.
વ્યથા – દુ:ખ; પીડા.
વ્યાકુળતા – ગભરાયેલું.

### શ

શબ્દવેધી – માત્ર શબ્દ-અવાજને આધારે ધાર્યું બાણ મારનારું.
શસ્ત્રહીન – હથિયાર વગરનું.
શિથિલ – નરમ; ઢીલું પડી ગયેલું.
શીલ – ચારિત્ર્ય.
શ્રદ્ધાભર્યો – વિશ્વાસભર્યો.

### સ

સમક્ષ – નજર સામે.
સર્જન – વાઢકાપનું કામ જાણતો દાક્તર.
સંગાથી – સાથી.
સાર્થક – સફળ.
સાષ્ટાંગ – આઠે અંગ સહિત.
સિફારસ – ભલામણ.
સેક્રેટરી – મંત્રી.
સ્તબ્ધ – આશ્ચર્યચકિત.
સ્પર્શ – અડવું તે.
સ્મૃતિ – યાદ; સ્મરણ.
સ્વયં – પોતાનું.

### હ

હજૂરિયો – તહેનાતમાં રહેનારો નોકર.
હબસી – આફ્રિકાનો વતની.
હલકારો – ખેપિયો.
હાકલ – બૂમ.
હાટ – દુકાન; બજાર.
હાડવૈદ – હાડકાં બેસાડનારો વૈદ્ય.
હોડ – શરત.






*

" પુસ્તક મોકલવા માટે તમારો આભાર. એ પુસ્તક પ્રૌઢ શિક્ષણ માટે પણ કામમાં આવશે. વાર્તાઓની પસંદગી તથા પુસ્તકનાં રૂપરંગ સરસ છે. "

મનુ સૂબેદાર

"... વિદ્યાર્થીનાં ભાષા અને સાહિત્યનાં જ્ઞાનની પૂર્તિ માટે તમારાં પુસ્તકો ખૂબ સુંદર છે. પાઠોની પસંદગી, વસ્તુની આસ્વાદ્યતા તેમજ શિષ્ટ ભાષાને લીધે આ પુસ્તકો વિદ્યાર્થીઓને અત્યન્ત ઉપયોગી નીવડશે ... "

ડોલરરાય માંકડ

# શૂરવીર શિવાજી



સંપાદકો

જયંતિલાલ મહેતા • ઇન્દ્રજિત મોગલ

આ પુસ્તક જરૂર વાંચો.